# ગેટવે ઑફ ઇન્ડીઆ ઇતિહાસમાળા

વકીલ અને શુથી



## ૩ ઇતિહાસની વાતો ૩

લૉન્ગમેન્સ ગ્રીન ઍન્ડ કંપની, લીમીટેડ

# ગેટવે ઑફ ઇન્ડીઆ
# ઇતિહાસમાળા.

## પુસ્તક—ત્રીજું.

કર્તા

પ્રોફેસર ચંદુલાલ વકીલ, એમ.એ., એમ.એસ્‌સી. (લંડન)

અને

ડૉક્ટર નોશીરવાન શુથી, ડી. ફીલ. (ઑક્સફર્ડ)

મુંબાઈ યુનીવરસીટી સ્કુલ ઑફ ઇકોનોમીક્સ એન્ડ સોશ્યોલોજી.



લૉંગમૅન્સ, ગ્રીન એન્ડ કંપની, લીમીટેડ.

૫૩, નીકલ રોડ, મુંબાઈ, ૧.

કલકત્તા, મદ્રાસ, લન્ડન, ન્યુયૉર્ક.

૧૯૩૧

# ઈતિહાસની વાતો

## ભાગ ત્રીજો

### સાંકળીયું

# પ્રસ્તાવના



આ ઇતિહાસમાળાનો મુખ્ય ઉદ્દેશ અને પ્રથમ ત્રણ ભાગની વીગતવાર સમજણ પહેલા બે ભાગની પ્રસ્તાવનામાં આપવામાં આવ્યાં છે. તે પદ્ધતિ પ્રમાણે આ પુસ્તકોમાં આપેલી વાતો બાળકોને શિક્ષકો સમજાવશે એવી આશા રાખીએ છીએ. તે સંબંધમાં શિક્ષકોને વિનંતી કરવાની કે વર્તમાન-કાળની વાતોપરથી ભૂતકાળનો ઇતિહાસ સમજાવવાની પદ્ધતિમાં, ચાલુ બનાવોપર ધ્યાન દઈ અહીં આપેલી વાતોમાં તેઓ યોગ્ય વધાવો કરવાનો પ્રયાસ કરશે તો કેટલાક મુદ્દાઓ બાળકોને સહેલાઇથી સમજાશે. એક આવૃત્તિ છપાયા બાદ બીજી તૈયાર થાય અને તેમાં ચાલુ બનાવોની નોંધ લેવાય તે અરસામાં શિક્ષકો તરફથી આ મદદની જરૂર આશા રખાય. આ સુચનાની ઉપયોગિતા આ ભાગની છેલ્લી ત્રણ વાતો પરથી સમજાશે.

વળી પહેલા ભાગમાં નમુનારૂપે આપેલા નકશાપરથી સમજાશે કે ઇતિહાસ શીખવવામાં સાથે સાથે ભૂગોળનું જ્ઞાન આપવામાં આવે, અથવા નકશાની મદદથી ઇતિહાસ શીખવવામાં આવે તો વધુ સમજણ પડે. બીજા અને ત્રીજા ભાગમાં નકશા આપ્યા નથી, તેનું કારણ એ નથી કે તે સમજવામાં નકશાની જરૂર નથી. પણ વાર્તાઓની પસંદગી-પરથી જણાશે કે એક કરતા વધુ નકશાની અને કોઈવાર આખી દુનીયાના નકશાની જરૂર રહેશે. દાખલા તરીકે

કોલમ્બસની અને વાસ્કો-ડી-ગામાની વાતોમાં તેમજ બીજી વાતોમાં આવી જરૂર પડશે. નકશાની યોગ્ય મદદ લેતાં શિક્ષકો બાળકોને શિખવશે એમ આશા રાખીશું.

આ પુસ્તકો નાનાં હોવા છતાં તે રસમય નિવડે અને બાળકોને ઇતિહાસ વધુ શિખવાનો ઉમંગ થાય તે માટે તેમના યોગ્ય બાલભાવ ભરેલી ભાષામાં લખવાપર ખાસ ધ્યાન આપવામાં આવ્યું છે. બને તેટલી સરળ લખવા છતાં જુદા જુદા સંજોગોમાં ઉછરેલાં બાળકોને એક સરખી રીતે સમજાય તેવી શબ્દરચના કઠીન છે. એ મુશ્કેલી દુર કરવા પહેલા ભાગમાં શબ્દકોષ આપવામાં આવ્યો હતો. જેમ બાળક ઉપલા ધોરણમાં જાય તેમ આવી મુશ્કેલી ઓછી થાય એમ મનાય. છતાં અમુક સંજોગોમાં અમુક શબ્દ કે અમુક વાક્યનો અર્થ સહેલાઈથી સમજાય તેવો ન લાગે તો તે વીગત શીક્ષક પોતાના શિષ્યો સંબંધે જરૂર જાણી શકે, અને તે બાબત તેમને યોગ્ય સમજણ પાડી શકે.

પહેલા ભાગમાં જણાવ્યા પ્રમાણે આ વાતો લખવામાં, ખાસ કરી ભાષાશુદ્ધિમાં, કવિશ્રી લલિતજીએ અમને ખાસ મદદ કરી છે. તે ઉપરાંત ગુજરાત વિદ્યાપીઠના જાણીતા અધ્યાપક શ્રીયુત્ છગનલાલ જોશીએ આ ત્રીજા ભાગની પ્રુફ જોઈ, તેમાં કેટલાક ફેરફારો તથા સુધારાઓ સુચવ્યા તે માટે અમે તેમનો ખાસ આભાર માનીએ છીએ.

મુંબઈ, તા. ૧–૯–૩૧.

ચંદુલાલ નગીનદાસ વકીલ.
નોશીરવાન અરદેશર શુથી.

# ઇતિહાસની વાતો.

## ૧

## લૉર્ડ ડેલહાઉઝી

લૉર્ડ અર્વિન અને લૉર્ડ રિપનની વાતો આપણે આગલા ભાગમાં કરી. હિન્દમાં બ્રિટિશ રાજ્યકારભારની જવાબદારી વાઇસરોય કેવી રીતે ચલાવે છે તેનો ખ્યાલ તે ઉપરથી આવ્યો. બ્રિટિશરાજ્ય આપણા દેશમાં કેવી રીતે જામી ગયું તે બાબત આ ભાગમાં પ્રથમ જોઈ લઈશું.

ઇસ્વી સન ૧૮૫૮ના સાલથી ઇંગ્લાંડના રાજાને હિન્દુસ્થાનના બાદશાહ યા સમ્રાટ કહેવામાં આવે છે. તે વખતથી તેમના વતી હિન્દુસ્થાનમાં રાજ્યકારભાર ચલાવનાર મુખ્ય પ્રતિનિધિને વાઇસરોય કહેવામાં આવે છે. આ પહેલાંના સો વરસ સુધી અંગ્રેજ લોકો હિન્દુસ્થાનના જુદા જુદા ભાગોપર પોતાની સત્તા ફેલાવવાનો પ્રયાસ કરી રહ્યા હતા. જ્યારે તેઓ પ્રથમ આપણા દેશમાં આવ્યા ત્યારે આવી રીતે મુલકો અને તેની રાજ્યસત્તા મેળવવાનો તેમનો હેતુ નહોતો. તેમનો મુખ્ય ઇરાદો તો વેપાર હતો. તેથી ઈસ્ટ ઈંડિયા કંપની નામના વેપારી મંડળે ઇંગ્લાંડની

સરકાર તરફથી હિન્દુસ્થાનમાં વેપાર કરવાની સનદ મેળવેલી. આવાંજ બીજાં વેપારી મંડળો પોર્ટુગલ, હોલેન્ડ, ફ્રાન્સ વગેરે દેશોમાંથી પણ અહીં આવી રહ્યાં હતાં.

તે વખતે હિન્દુસ્થાનમાં નાનાંમોટાં રાજ્યો ઘણાં હતાં. પણ તેમનામાં સંપ નહોતો. અંદર અંદરની ખટપટો ઘણીવાર લડાઈનું રૂપ પકડતી. આવા પ્રસંગોમાં જુદા જુદા પક્ષને મદદ કરી, દરેક સાથે સંબંધ વધારી, રાજ્ય-સત્તા મેળવવાની તક અંગ્રેજ અને હિન્દમાં વસતી યુરોપની બીજી પ્રજાઓના પ્રતિનિધિઓને મળતી રહી. અંગ્રેજ અને ફ્રેંચ વેપારીઓ વચ્ચે હરિફાઈ હોવાથી આવી બાબતોમાં ઘણીવાર તે લોકો સામસામા પક્ષ લેતા. આના બદલામાં અંગ્રેજોને ધીમે ધીમે વધુને વધુ રાજ્યસત્તા મળવા માંડી. અને આખરે તેઓ હિન્દુસ્થાનમાં સર્વોપરિ સત્તા ભોગવતા થઈ ગયા.

આ કારણોને લીધે ઈસ્ટ ઇંડિયા કંપની વેપારી મંડળ મટી ધીમે ધીમે રાજ્ય કરનારી મંડળી થઈ. કંપનીના મુખ્ય પ્રતિનિધિને ગવર્નર જનરલનો હોદ્દો હતો. તે કંપની તરફથી હિન્દુસ્થાનનો રાજ્યકારભાર ચલાવતા. ટુંકમાં હાલના વાઇસરોયની જગ્યાએ તે હતા. તેથીજ વાઇસરોયને આજે પણ ગવર્નર જનરલ કહેવામાં આવે છે.

આવી રીતે જે પુરૂષો ગવર્નર જનરલ તરીકે નીમાતા તેમાંના કેટલાક શાંતિ અને સમાધાનીથી કામ લેનારા હતા.

પણ બીજા કેટલાકને અંગ્રેજોની સત્તા હિન્દુસ્થાનમાં વધારવાની હોંશ હતી. જ્યારે આવી રીતે અંગ્રેજોની સત્તા વધારવાની કોશિશ થતી ત્યારે હિન્દી રાજાઓમાં અને પ્રજામાં કુદરતી રીતે અસંતોષ ફેલાતો.



લૉર્ડ ડેલહાઉઝી

ઇસ્વી સન ૧૮૪૮માં લૉર્ડ ડેલહાઉઝી ગવર્નર જનરલ તરીકે આવ્યા. તેઓ પંજાબમાં સીખ લોકો સાથે લડાઈએ

ચઢ્યા. વળી બરમાના રાજા સાથે પણ લડાઈ કરી. પરિણામે પંજાબ અને બરમાના દક્ષિણના મુલક પર અંગ્રેજોની સત્તા જામી. વળી જુદાં જુદાં કારણો કાઢી અયોધ્યા, સતારા, નાગપુર, ઝાંસી, વગેરે મુલકોને પણ લૉર્ડ ડેલહાઉઝીએ અંગ્રેજી સલ્તનતમાં જોડી દીધા. તેથી દેશમાં ઠેકઠેકાણે અંગ્રેજી રાજ્ય વિરૂદ્ધ લાગણી ઉશ્કેરાઈ. ધીમે ધીમે આ અસંતોષ કંપનીના હિન્દી લશ્કરમાં ફેલાયો. છેવટે સને ૧૮૫૭ માં બળવો ફાટી નીકળ્યો. તેમાં મુખ્ય કરીને હિન્દી સિપાહીઓએ કેટલાક હિન્દી રાજ્યોની મદદ મેળવી અંગ્રેજોની સામે થવાનું બીડું ઝડપ્યું. અંગ્રેજોએ ઘણી યુક્તિથી બળવાને શાંત કર્યો. પણ તે ઉપરથી તેમને સમજાઈ ગયું કે લોકની મરજી પ્રમાણેજ હિન્દની રાજનીતિમાં ફેરફાર થવો જોઈએ. પરિણામે કંપનીનું રાજ્ય બંધ કરી ઈંગ્લાંડના રાજાને નામે હિન્દુસ્થાનનો રાજ્યઅમલ ચલાવવાની શરૂઆત થઈ.

## ૨

## લૉર્ડ વેલેસ્લી

જે રાજનીતિ લૉર્ડ ડેલીહાઉસીએ ચલાવી તેની શરૂઆત બીજાઓએ કરી હતી. એવી રીતે હિન્દુસ્થાનમાં અંગ્રેજ સરકારની સત્તા ફેલાવનાર મુખ્ય પુરૂષો ચાર થઈ ગયા છે. કલાઇવ, હેસ્ટીંગ્સ, વેલેસ્લી અને ડેલહાઉઝી આ રાજનીતિના મુખ્ય અગ્રેસર ગણાય.

લૉર્ડ વેલેસ્લી સને ૧૭૯૮માં ગવર્નર જનરલ થયા. તે વખતે ઈસ્ટ ઈન્ડીઆ કંપનીનું રાજ્ય બહુ નાનું હતું. વેલેસ્લીએ હિન્દી રાજાઓની નબળી સ્થિતિનો લાભ લઈ તેમની સાથે અમુક શરતે સંધિઓ કરવા માંડી. જે રાજાને



લૉર્ડ વેલેસ્લી

અંગ્રેજોની મદદ જોઇતી હોય તેણે અમુક લશ્કર પેટે ખર્ચ આપવો જોઇએ. તે લશ્કરમાં અમુક પ્રમાણમાં અંગ્રેજ સિપાહી તથા અંગ્રેજ અમલદાર નીચે હિન્દી સિપાહીઓ રાખવા જોઇએ. સંધિ કરનાર રાજાને મદદની જરૂર પડે ત્યારે આ

લશ્કર મોકલવામાં આવતું. આ શરત કબૂલ કરનાર હિન્દી રાજાની સ્વતંત્રતા ધીમે ધીમે ઓછી થવા લાગી. દેશમાં અંધાધુંધી ચાલતી હોવાથી પોતાનું રાજ્ય ટકાવી રાખવા માટે આ દેખીતો સહેલો ઉપાય કેટલાક રાજાઓએ કબૂલ કર્યો. વળી આવી રીતે પોતાની જોખમદારી ઓછી થવાથી રાજરજવાડી લોકો એશઆરામમાં પડી જઈ પ્રજાનું સુખ કઈ દિશામાં છે તે ભૂલી જવા લાગ્યા.

આ વખતે મહીસુરમાં ટીપુ સુલતાનનું રાજ્ય હતું. મહારાષ્ટ્રમાં મરાઠાઓની સત્તા ચાલતી. બન્ને પક્ષનો ડોળો નિઝામના રાજ્ય પર હતો. દિલ્હીના મોગલ બાદશાહની પડતી થવાથી તેના દક્ષિણના સુબા નિઝામ સ્વતંત્ર થઈ ગયા. તેમનું રાજ્ય હૈદરાબાદની આજુબાજુ હતું. પોતાની સલામતી સાચવવા માટે નિઝામે ફ્રેન્ચ લોકોની મદદ લેવા માંડી હતી. ટીપુ સુલતાન અંગ્રેજોનો દુશ્મન હતો. અને અંગ્રેજોને હિન્દુસ્થાનમાંથી હાંકી કાઢવા ટીપુએ નેપોલિયન પાસે મદદ માગી. નેપોલિયને ફ્રેંચ લશ્કર મોકલવાની મરજી બતાવી. તે આ વખતે આખા યુરોપને હંફાવી રહ્યો હતો. માત્ર ઈંગ્લાંડ તેની સામું ટકી રહ્યું હતું. ઈંગ્લાંડની સત્તાને ધક્કો પહોંચાડવાની કોઇપણ તક તે છોડે તેમ ન હતો. નેપોલિયનની પોતાની વાત આપણે હવે પછી કરીશું.

આ વાત ધ્યાનમાં લઈ લૉર્ડ વેલેસ્લીએ નિઝામને અંગ્રેજોની મદદ આપવા ખુશી બતાવી. નિઝામે ફ્રેન્ચ લોકોને

પોતાની નોકરીમાંથી કાઢી મૂકી અંગ્રેજોની શરત કબૂલ કરી તેમની મદદ સ્વીકારી. આ ખટપટમાંથી આખરે ટીપુ સાથે અંગ્રેજોને લડાઈ થઈ. ટીપુ હાર્યો. મહીસુરમાં અસલ હિન્દુ રાજાનું રાજ્ય હતું. તે ટીપુના બાપ હૈદરઅલીએ લઈ લીધું હતું. હૈદરઅલીના મરણ પછી ટીપુ ગાદીએ આવેલો. લૉર્ડ વેલેસ્લીએ મહીસુરના અસલ હિન્દુ રાજાના વંશના વારસને ગાદીએ બેસાડવાનો ઠરાવ કર્યો. પણ વારસ સગીર હોવાથી તે ઉમરે પહોંચે ત્યાં સુધી રાજ્યકારભાર અંગ્રેજોએ ચલાવ્યો. આ વંશના રાજા હાલમાં મહીસુરમાં રાજ્ય કરે છે.

લૉર્ડ વેલેસ્લીની રાજનીતિ ધીમે ધીમે આગળ વધી. દક્ષિણમાં કર્ણાટકનો નવાબ અને તાંજોરનો રાજા ગુજરી ગયા બાદ તે બન્ને પ્રદેશ અંગ્રેજોએ લઈ લીધા. વળી અયોધ્યાનો નવાબ પોતાની મદદમાં રાખેલા અંગ્રેજ લશ્કરનો ખર્ચ આપી શકયો. તેના બદલામાં પોતાનો અર્ધો મુલક અંગ્રેજોને સ્વાધીન કરવો પડયો.

મહારાષ્ટ્રમાં મરાઠા સરદારોમાં કુસંપ વધવાથી ત્યાં પણ અંગ્રેજો ધીમે ધીમે ફાવી ગયા. મરાઠાઓની સત્તા માત્ર દક્ષિણમાં નહિ પણ મધ્ય હિન્દુસ્થાન સુધી પહોંચી હતી. તેમાંના કેટલાક સરદારોએ અંગ્રેજોની મદદ માગી તેમની સાથે સંધિ કરી. સંધિની શરતો બીજા મરાઠા સરદારોએ કબુલ ન રાખી. આખરે અંગ્રેજો અને મરાઠાઓ વચ્ચે બે મોટી લડાઈ થઈ. લડાઈને અંતે અંગ્રેજોને કેટલાક મોટા મુલકો મળ્યા.

આવી રીતે અંગ્રેજ સત્તા વધારવાની કોશેશ જોશભેર ચાલુ રાખવાથી અંતે માઠાં પરિણામ આવશે એવી બીક લાગતાં કંપનીના ડાયરેકટરોએ એટલે ચાલકોએ લોર્ડ વેલેસ્લીને વિલાયત બોલાવી લીધો. ઈસ્ટ ઈંડીઆ કંપનીએ વેપારી મંડળી તરીકે મંડાણ કર્યું હતું. તેથી તેનો કારભાર વેપારી મંડળીની રૂએ અમુક માણસોની સમિતિને સોંપવામાં આવેલો. અને તેના દરેક સભાસદને ડાયરેકટર કહેવામાં આવતા.

## ૩

## વૉરન હેસ્ટીંગ્સ

અંગ્રેજી રાજ્ય હિન્દુસ્થાનમાં કેમ વધ્યું તે આપણે આગલી બે વાતોમાં જોયું. જે રાજનીતિ ડેલહાઉઝી અને વેલેસ્લીએ ચલાવી તેની શરૂઆત ખરી રીતે વૉરન હેસ્ટીંગ્સે કરી હતી. ઈસ્ટ ઇન્ડિઆ કંપનીના મુખ્ય પ્રતિનિધિને ગવર્નર જનરલની પદવી આપવાની શરૂઆત સને ૧૭૭૩માં થઈ ત્યારે વૉરન હેસ્ટીંગ્સ પહેલો ગવર્નર જનરલ થયો. તેને આગલે વરસે હેસ્ટીંગ્સ બંગાળના ગવર્નર તરીકે નીમાયો હતો. ઉપર જણાવેલો ફેરફાર કરવાનું કારણ એ હતું કે અંગ્રેજ લોકોનું ધ્યાન એ અરસામાં વધુ વેપાર જમાવવાને અંગે અખિલ હિન્દની બ્રિટિશ રાજનીતિ અને મુલ્કી વ્યવસ્થા તરફ ખેંચાઈ રહ્યું હતું. હિન્દુસ્થાનમાં મેળવેલી સત્તા જળવાય અને વધે

તે માટે યોગ્ય વ્યવસ્થા કરવાની જરૂર જણાઈ. આ કારણે પાર્લામેન્ટે કાયદો પસાર કરી ઈસ્ટ ઈંડિઆ કંપનીના કારભાર પર અંકુશ મુકયો. આથી હિન્દના રાજયબંધારણમાં કેટલાક ફેરફાર થયા. વૉરન હેસ્ટીંગ્સ ગવર્નર જનરલની પદવીએ



વૉરન હેસ્ટીંગ્સ

પહોંચ્યો ત્યાર પહેલાં તે હિન્દુસ્થાનમાં આવ્યો હતો. સને ૧૭૬૦ થી કંપનીમાં જુદા જુદા હોદ્દાપર એણે કામ બજાવેલું. આમાં એણે બહુ બાહોશી બતાવી. તેથી આવી મોટી પદવી મેળવી શકયો. આવી રીતે હેસ્ટીંગ્સને હિન્દુસ્થાનનો લાંબો અનુભવ હોવાથી તે વખતે દેશમાં ચાલતી અંધા-

ધુંધીનું તેને પૂરૂં ભાન હતું. તથા તે વાતાવરણનો લાભ કેવી રીતે લઈ શકાય તેવી યુક્તિઓમાં તે પારંગત હતો. અંગ્રેજ અમલદારોની કુનેહ અને વ્યવહાર કુશળતા, તેમજ અંગ્રેજી લશ્કરની ઉંચી તાલીમ અને આવડતનો પૂરો ઉપયોગ કરવાની તક એણે જોઈ લીધી.

આ વખતે દક્ષિણમાં મરાઠાઓની હાક વાગતી. આ સત્તા મધ્ય હિન્દુસ્થાનમાં પણ ખરી. છેક દિલ્હી સુધી મરાઠા સરદારોએ પોતાનો વાવટો ફરકાવેલો. બીજા રાજાઓ મરાઠાઓથી ગભરાતા; તેથી મરાઠાની સત્તા ઓછી થાય તે જોવામાં કુદરતી રીતે બધા રાજી હતા. ટીપુ સુલતાનનો બાપ હૈદરઅલી મહીસુરનું રાજ્ય લઈ સંતોખાયલો નહિ. તેથી તે પોતાનો રાજ્યઅમલ વધારવાની કોશેશ કર્યા કરતો. આમાં મરાઠાઓ સાથે તેને બાથ ભીડવી પડતી. બીજી બાજુએ વળી મરાઠાઓને નીઝામ સાથે જૂનું વેર હતું.

કમનસીબે મરાઠાઓમાં કુસંપ પેઠો. તે વેળા મરાઠા રાજ્યના સરદારોના મુખીને પેશ્વા કહેવામાં આવતા. પેશ્વાનું ખુન થયું. અને તેની ગાદી પચાવી લેવાની કોશેશ થઈ. આ ખટપટથી મરાઠાઓમાં અંદર અંદર લડાઈ જાગી. એક પક્ષે અંગ્રેજોની મદદ માગી. અંતે સુલેહ થઈ. અને તેમાં અંગ્રેજોને સાલ્સેટ અને વસાઈ મળ્યા.

આવી લડાઈઓમાં ભાગ લેવાથી કંપનીની તીજોરી ખાલી થવા આવી હતી. તે પાછી ભરી દેવા માટે હેસ્ટીંગ્સે

બે યુકિતઓ રચી. બનારસનો રાજા ચેતસિંહ અંગ્રેજોના રક્ષણમાં હતો. અને દર વરસે સાડી બાવીસ લાખ રૂપીઆની ખંડણી આપતો. તેની પાસે વધારે રકમની હેસ્ટીંગ્સે માગણી કરી. તેણે ના પાડી. તેથી તેની સાથે લડાઈ કરી તેને હરાવ્યો. અને તેના ભત્રીજા પાસે મોટી ખંડણી લઈ તેને ગાદી સોંપી.

તેજ પ્રમાણે અયોધ્યાના નવાબની ખંડણી બાકી હતી. તે વસુલ કરવા ખાતર નવાબની મા અને દાદીમાનું ઝવેરાત લેવાની યુકિત હેસ્ટીંગ્સે રચી. આ કામમાં અયોગ્ય દબાણ અને ક્રૂરતા વાપરવામાં આવી. આ વાતોની ખબર વિલાયતમાં પડી ગઈ. તેથી ત્યાં ઘણો ખળભળાટ થયો. અને આખરે હેસ્ટીંગ્સને રાજીનામું આપવું પડયું. વળી વિલાયતમાં આ બધાં કામો માટે એને પાર્લામેન્ટને જવાબ આપવો પડ્યો. અંતે હેસ્ટીંગ્સ નિર્દોષ ઠર્યો તો ખરો; પણ પાર્લામેન્ટે બીજો કાયદો પસાર કરી ઈસ્ટ ઇન્ડિઆ કંપનીના રાજ્યકારભાર પર વધુ અંકુશ મુકી દીધો.

## ૪

## રૉબર્ટ કલાઇવ

ઇસ્ટ ઇન્ડીઆ કંપનીમાં કલાર્કની નોકરીપર રૉબર્ટ કલાઇવ નામનો ઓગણીસ વરસનો નવજવાન સને ૧૭૪૪ માં હિન્દુસ્થાન આવ્યો. એ પાદરીનો દીકરો હતો. ઉંચી

કેળવણી એણે લીધેલી નહિ. નિશાળે ભણવામાં આળસુ. અને બાકીમાં તોફાનીઓનો સરદાર. કલાર્કની નોકરી કરતાં એને કંટાળો આવ્યો. આથી તે નાસીપાસ એટલો બધો થઈ ગયો કે તેણે આપઘાત કરવાની કોશેશ પણ કરી હતી. એ



રૉબર્ટ કલાઇવ

અરસામાં અંગ્રેજ અને ફ્રેન્ચ લોકો વચ્ચે લડાઈ થઈ. અંગ્રેજી લશ્કરમાં કલાઇવે સિપાહીનું કામ કર્યું હતું. એની હિંમત અને કુનેહ જોઈ લશ્કરના વડાએ એને ટુકડીનો સરદાર બનાવ્યો. ત્યારબાદ કર્ણાટકની રાજધાની આર્કટ શહેર જીતી લાવવાનું

કામ એને સોંપવામાં આવ્યું. નાના લશ્કરની મદદથી એણે આર્કટનો કિલ્લો સર કર્યો. પણ દુશ્મને કિલ્લાને ફ્રેન્ચ લોકોની મદદથી ઘેરો ઘાલ્યો. વળી દુશ્મનનું લશ્કર ઘણું મોટું. અને તેમણે વારંવાર હલ્લાઓ કર્યા. કિલ્લામાં ખોરાક ખૂટવા લાગ્યો હતો. છતાં સાત અઠવાડીઆં સુધી કલાઇવે પોતાનો બચાવ બહુ હિંમત ને ખુબીથી કર્યો. આખરે અંગ્રેજી મદદ આવી. દુશ્મનો હાર્યા. અને અંગ્રેજો જીત્યા. કલાઇવની આવી જીતે દક્ષિણ પ્રદેશોમાં ફ્રેન્ચ લોકોની સત્તાનો જાણે અંત આણ્યો. ફ્રેન્ચ લોકોનો ઉપરી દુપ્લે નાસીપાસ થયો. ફ્રેન્ચ સરકારે તેને સ્વદેશ પાછો બોલાવી લીધો.

હિન્દુસ્થાનના ભવિષ્યના ઇતિહાસનો પાયો કલાઇવને હાથે પૂરો નંખાવવાનો હજી બાકી રહ્યો હતો. તે બનાવ તો બંગાળમાં બન્યો. બંગાળમાં મોગલ બાદશાહના નવાબોનું રાજ્ય હતું. મુર્શિદાબાદમાં તે વખતે બંગાળની રાજધાની હતી. નવાબ સુરાજુદૌલાને અંગ્રેજો સાથે એખલાસ નહોતો તેથી કલકત્તાની અંગ્રેજી કોઠી ઉપર તેણે હલ્લો કર્યો. અંગ્રેજો મોટે ભાગે તો નાસી છૂટયા. પણ થોડાક પાછળ રહી ગયા અને કેદ પકડાયા.

નવાબને સજા કરવા કલાઇવ લશ્કર લઈને મદ્રાસથી આવી પહોંચ્યો. તરત કલકત્તા અને હુગલીના પ્રદેશોને કલાઇવે જીતી લીધા. નવાબને સુલેહ કરવી પડી; છતાં

ફ્રેન્ચ લોકોની મદદથી અંગ્રેજોને બંગાળમાંથી બહાર હાંકી કાઢવાની છૂપી ગોઠવણ તેણે કર્યા કીધી. તે અરસામાં નવાબના અમલદારોમાં અસંતોષ ફેલાયો. અને તેના સેનાપતિ મીરજાફરે અંગ્રેજો સાથે કાવતરૂં શરૂ કર્યું. સુરાજુદ્દૌલ્લાને ગાદીએથી ઉઠાડી પોતાને માટે ગાદી મેળવવામાં મદદ કરે તો અંગ્રેજો તરફથી લડવા મીરજાફરે પોતાની મરજી બતાવી. લડાઈ શરૂ થઈ.

નવાબનું લશ્કર ઘણું મોટું. મદદમાં ફ્રેન્ચ અમલદારો પણ ખરા. સામી બાજુએ કલાઇવનું લશ્કર ઘણું નાનું. છતાં મીરજાફર સાથે મળેલો હોવાથી કલાઇવ સામો થયો. આમ છળ કપટથી નવાબ હાર્યો અને કેદ પકડાયો. આખરે તેને મારી નાંખવામાં આવ્યો. આ લડાઈ સને ૧૭૫૭માં પ્લાસીના મેદાનમાં થઈ. મીરજાફર કરાર પ્રમાણે બંગાળનો નવાબ થઈ બેઠો. અંગ્રેજોને પુષ્કળ દોલત મળી. તે ઉપરાંત કંપનીએ કેટલોક મુલક પણ પોતાના તાબામાં લીધો.

આવી રીતે પ્લાસીના મેદાનેથી કલાઇવે હિન્દુસ્થાનમાં અંગ્રેજી રાજ્યનો પાયો નાંખ્યો. ત્યારબાદ ફ્રેન્ચ લોકોનું જોર વધી શકે એવું રહ્યું નહિ. અને દેશમાં ચાલતી અંધાધુંધીનો લાભ લેવાને અગ્રેજોને પૂરતી છૂટ મળી. તે લાભ કેવી રીતે લઈ લેવો તેનો અનુભવ પણ તેમને મળ્યો હતો. તેવી રાજનીતિ ધીમેધીમે ચલાવી કંપનીના અમલદારો બ્રિટીશ સત્તા

વધારવા મંડી પડ્યા. દાખલા તરીકે પ્લાસીના યુદ્ધ પછી થોડાજ સમયમાં દિલ્હીના બાદશાહ શાહઆલમને હરાવી તેની પાસેથી કંપનીએ પોતાની સત્તા વધે એવી શરતો લખાવી લીધો. તે શરતો પ્રમાણે બંગાળ, બિહાર અને ઓરીસ્સાના પ્રાંતોમાં કર ઉઘરાવવાની દીવાની સત્તા કંપનીએ મેળવી લીધી હતી.

## ૫

## વાસ્કો ડી ગામા

યુરોપથી કેટલાક દેશોએ વેપાર કરવા માટે હિન્દુસ્થાનમાં વેપારી મંડળીઓ મોકલી હતી. તે આપણે જોઈ ગયા. વેપાર કરતાં કરતાં આપણા દેશના તે વખતના વાતાવરણનો લાભ લઈ સત્તા મેળવવા માટે અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે હરીફાઈ ચાલી. અંતે અંગ્રેજો ફાવ્યા. પણ તે વખતના ઇતિહાસની થોડી નિશાનીઓ હજુ મોજુદ છે. બંગાળમાં ચંદ્રનગર અને દક્ષિણમાં પોંડીચરી હજી ફ્રેન્ચ લોકોના હાથમાં છે. તેજ પ્રમાણે દીવ, દમણ અને ગોવા એ ત્રણેમાં આજે પોર્ચુગીઝ લોકોનું રાજ્ય છે.

યુરોપમાંથી વેપાર માટે પોર્ચુગીઝ લોકો સૌથી પહેલા આવેલા. સને ૧૪૯૭માં જ્યારે હિન્દુસ્થાનમાં મોગલ સત્તા

સ્થપાઈ નહોતી ત્યારે વાસ્કો ડી ગામા નામનો પોર્ચુગીઝ કેપ્ટન દરિયાને રસ્તે થોડા માણસો સાથે હિન્દુસ્થાન આવ્યો હતો. આફ્રિકા ખંડની પ્રદક્ષિણા કરી કેપ ઑફ ગુડહોપને રસ્તે લગભગ




વાસ્કો ડી ગામા

એક વરસ સુધી દરિયાની મુસાફરી કર્યા બાદ વાસ્કો ડી ગામા દક્ષિણમાં કલીકત બંદરે ઉતર્યો. ત્યાંના ઝામોરીન રાજાએ એની આગતાસ્વાગતા કરી અને તેની સાથે વેપાર કરવાની મરજી

બતાવી. છ મહીના પછી તજ, લવંગ, મરી, સુંઠ વગેરે મસાલાઓ વહાણમાં ભરી વાસ્કો ડી ગામા પોર્ટુગલ પાછો ફર્યો. ત્યારબાદ ત્યાંથી મોટાં વહાણો આવ્યાં. ગોવા શહેરમાં એ લોકોએ પોતાની કોઠી રાખી કિલ્લો બાંધ્યો, અને નાનું સરખું સંસ્થાન સ્થાપ્યું. યુરોપથી બીજા લોકો હિન્દુસ્થાન આવ્યા તે અગાઉ લગભગ સો વરસ સુધી આવી રીતે પોર્ચુગીઝ લોકો વેપાર કરતા હતા. તેમને પણ એક વખત પોતાની સત્તા આપણા દેશમાં વધારવાની ઇચ્છા હતી. પણ બીજાં કારણોસર આ ઈરાદો અમલમાં મૂકી શક્યા નહિ.

હિન્દુસ્થાનની દક્ષિણે લંકા અને જાવાના ટાપુઓમાં પોર્ચુગીઝ લોકોએ પોતાની સત્તા જમાવી હતી. પાછળથી જ્યારે યુરોપની બીજી પ્રજાઓ પૂર્વ તરફ આવી ત્યારે આ સત્તા ઓછી થઈ. પ્રથમ તો હોલાંડથી ડચ એટલે વલંદા લોકો આવ્યા. તેમણે પોર્ચુગીઝ લોકો પાસેથી સીલોન અને જાવા લઈ લીધાં. પાછળથી સીલોન અંગ્રેજોને હાથ આવ્યું. પણ જાવામાં હજી ડચ લોકોનું રાજ્ય છે.

સત્તરમી સદીની શરૂઆતમાં એટલે ત્રણસો વરસની વાત પર અંગ્રેજો હિન્દમાં આવ્યા. તે વખતે પોર્ચુગીઝ અને વલંદા લોકોની હરીફાઈ તેમને નડી. પણ આખરે તેમને હંફાવી અંગ્રેજોએ સુરતમાં પહેલી કોઠી નાંખી.

મુંબાઈનો ટાપુ એક નાનું સરખું માછીમારનું ગામડું હતું. તે વખતે ત્યાં પોર્ચુગીઝ લોકોની સત્તા હતી. અને

વસઈમાં મોટું બંદર અને કિલ્લો હતાં. સને ૧૬૬૧માં ઇંગ્લાંડના રાજા પોર્ચુગીઝ રાજાની કુંવરી સાથે પરણ્યા તે વખતે પહેરામણીમાં મુંબાઈનો ટાપુ અંગ્રેજોને મળ્યો હતો.

૬

## કોલમ્બસ

વાસ્કો ડી ગામા હિન્દુસ્થાન આવ્યો તે પહેલાં પણ યુરોપમાં હિન્દુસ્થાન અને પૂર્વ તરફના બીજા દેશોની અખૂટ દોલત વિષે મોટી માન્યતા હતી. યુરોપની પ્રજા ધીમે ધીમે બળવાન થઈ હતી. તેમની વસ્તી વધવા લાગી હતી. અને બીજા દેશો સાથે વેપાર વગેરેનો સંબંધ બાંધવાની તેમને જરૂર જણાઈ. પૂર્વ તરફના દેશોની વાતો સાંભળી તેમને ત્યાં જઈ ત્યાંની દોલત કમાઈ લાવવાની લાલસા થતી. પણ તે દેશોની બરાબર માહિતી ન હોવાને લીધે તે ઈચ્છા ફળીભૂત કરવામાં નડતર પહોંચતી.

ઈટાલીના કોલમ્બસ નામે એક સાહસિક પુરૂષે પૂર્વ તરફના દેશોમાં જવા આવવા માટે દરિયાઈ રસ્તો શોધી કાઢવાનું માથે લીધું. પોતાના દેશમાં તે સાહસ માટે ઉત્તેજન ન મળવાથી તેણે બીજા દેશમાંથી મદદ મેળવવાની તજવીજ કરી. તે વખતે યુરોપમાં સ્પેન દેશ સૌથી આગળ પડતો હતો. સ્પેનના રાજાએ કોલમ્બસને ઉત્તેજન આપ્યું

અને યોગ્ય મદદ કરી. સને ૧૪૯૨માં કોલમ્બસ હિન્દુસ્થાન અને પૂર્વના બીજા દેશોની શોધ કરવા એક વહાણમાં નીકળ્યો.

નૌકાશાસ્ત્ર આજના જેટલું તે વખતે ખીલેલું નહિ. વળી દુનિયાની ભૂગોળની માહિતી લોકોને બરાબર ન હોતી. તેથી કોલમ્બસ રસ્તો ભૂલ્યો. ઉંધી દિશાએ એનું વહાણ ચાલ્યું.



કોલમ્બસ

ઘણી મુશ્કેલીઓ ભોગવી. ઘણે વખતે જમીન દેખાઈ. કિનારે આવ્યો ત્યારે સમજાયું કે પોતે પૂર્વને બદલે પશ્ચિમ દિશામાં આવ્યો હતો. હિન્દુસ્થાનનો રસ્તો શોધવાને બદલે આવી રીતે કોલમ્બસે અમેરિકાખંડ શોધી કાઢયો. અમેરિકા વિષે તે વખતે યુરોપમાં કે આપણા દેશમાં કાંઈ માહિતી ન હતી.

સ્પેનના રાજા તરફથી કોલમ્બસ ગયેલો હોવાથી તે રાજાનો વાવટો તેણે ત્યાં ફરકાવ્યો. ધીમે ધીમે સ્પેનથી વધુ માણસો ત્યાં આવવા લાગ્યાં. અમેરિકાની અસલ વસ્તીને જોરજુલમથી મારી હઠાવી સ્પેનીશ લોકો ત્યાંના મુલકોને પોતાના કરવા લાગ્યા. સ્પેન અને અમેરિકા વચ્ચે વેપાર જામ્યો. ત્યાંથી જુદી જુદી જાતની અનેક વસ્તુઓ યુરોપ લાવવામાં આવી. અને અમેરિકા જઇ દોલત વધારવાની ઇચ્છા યુરોપની બીજી પ્રજામાં પણ પેદા થઈ. મુખ્યત્વે કરીને અંગ્રેજ અને ફ્રેન્ચ લોકો અમેરિકા સાથે વેપાર કરવાની હરિફાઈમાં પડ્યા. આ હરિફાઈને પરિણામે સ્પેનના રાજાએ ઇંગ્લાંડપર ચઢાઈ કરવા મોટો કાફલો મોકલ્યો હતો. તેને સ્પેનીશ આર્મેડા કહેવામાં આવે છે. તેની હકીકત આપણે રાણી એલીઝાબેથની વાતમાં જોઈ ગયા છીએ. આજે પણ દક્ષિણ અમેરિકામાં સ્પેનના લોકોની અસર વધુ છે. તેનું કારણ હવે સમજાયું હશે. ઉત્તર અમેરિકામાં અંગ્રેજ અને ફ્રેન્ચ લોકોની અસર વધુ થઈ. કારણકે ત્યાં આ બે પ્રજાએ પોતાની સત્તા સ્થાપી અને જમાવી. જે વખતે હિન્દુસ્થાનમાં અંગ્રેજ અને ફ્રેન્ચ લોકો હરિફાઈ કરી રહ્યા હતા, તે વખતે અમેરિકામાં પણ તે લોકોમાં હરિફાઈ અને તેને લીધે લડાઈઓ ચાલુ હતી.

૭

## વૉશિંગ્ટન

દુનીઆમાં આજે મોટે ભાગે પ્રજાની સંમતિથી રાજ્ય-કારભાર ચલાવવાની પદ્ધતિ છે. રાજા હોય તો તે પણ પ્રજાના ચુંટી કાઢેલા પ્રતિનિધિઓની સંમતિથી રાજ્ય ચલાવે છે. બ્રિટીશ જેવા સામ્રાજ્યમાં રાજા હોવા છતાં રાજ્યની સત્તા પાર્લામેન્ટના હાથમાં. અને પાર્લામેન્ટ તરફથી પ્રધાન-મંડળ સઘળો કારભાર ચલાવે. કેટલાક દેશોમાં રાજાને બદલે અમુક મુદ્દત સુધી પ્રજાએ ચુંટી કાઢેલો પ્રેસીડંટ કામ કરે છે. સંપૂર્ણ પ્રજાસત્તાક રાજ્યની પદ્ધતિ જ્યાં હોય ત્યાં આવી રીતે "પ્રેસીડંટ" એટલે પ્રમુખ નીમવામાં આવે છે. આ પ્રમાણે પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ ચાલુ કરવામાં બે દેશોએ મુખ્ય ભાગ ભજવ્યો છે—અમેરિકા અને ફ્રાંસ. એ પદ્ધતિ દાખલ કરવાના કારણભૂત એ બન્ને દેશોના મુખ્ય માણસો વૉશિંગ્ટન અને નેપોલિયનની વાતો આપણે કરીશું.

આપણે અમેરિકાની અને ત્યાંની વસ્તુઓની ઘણી વાતો સાંભળીએ છીએ. અમેરિકા એક મોટો ખંડ છે. અને તેમાં ઘણા દેશો છે. કોલમ્બસે અમેરિકા શોધ્યા બાદ યુરોપના લોકો ત્યાં જઈ વસવા લાગ્યા છે. અમેરિકાના નકશાના બે ભાગ દેખાય છે. એકને ઉત્તર અમેરિકા અને બીજાને દક્ષિણ અમેરિકા કહીએ છીએ. બે ભાગને જોડનારી જમીનને

ખોદી ત્યાં મોટી નેહેર બનાવવામાં આવી છે. આને 'પનામા કેનાલ' એટલે પનામાની નેહેર કહે છે. એમાંથી મોટી આગબોટો જઈ શકે છે. યુરોપથી હિન્દુસ્થાન આવવા માટે આગબોટો આજે સુએઝ કેનાલમાંથી પસાર થાય છે. સુએઝની નેહેર યુરોપ અને એશીઆખંડને જુદા કરતી હોય તેમ લાગે છે. તેમ પનામા નેહેર દક્ષિણ અને ઉત્તર અમેરિકાને જુદા કરતી હોય તેમ લાગે છે. સુએઝ કરતાં પનામા નેહેર મોટી છે.



વૉશિંગ્ટન

ઉત્તર અમેરિકામાં યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા નામે મોટો દેશ છે. અમેરિકામાં તે સૌથી આગળ પડતો છે. અને સાધારણ રીતે જ્યારે અમેરિકાની વાતો થાય ત્યારે તે ખંડના આ પ્રદેશની વાતો હોય એમ સમજવું. યુરોપની કેટલીક પ્રજાઓ અમેરિકા સાથે વેપાર કરવા

લાગી તેની વાતો આપણે કરી. કેટલાક ત્યાંજ ઘરબાર કરી રહ્યા છે. તેથી યુરોપના જુદા જુદા મુલકના લોકો ત્યાં વસવા લાગ્યા. હિન્દુસ્થાનમાં અંગ્રેજો હમેશને માટે રહેતા નથી. વેપાર માટે આવજા કરે છે. અથવા સરકારી કે ખાનગી નોકરી કરવા આવે તો અમુક ઉમરે પોતાને દેશ પાછા ફરે છે. ઉપર જણાવ્યા પ્રમાણે યુરોપીઅનોને અમેરિકામાં ઘરબાર કરી હમેશને માટે રહેવાની તક મળવાથી ધીમે ધીમે જુદા જુદા યુરોપીઅન દેશોનાં સંસ્થાનો ત્યાં થવા લાગ્યાં. અને દૂર હોવા છતાં શરૂઆતમાં પોતાના મૂળ દેશના રાજાની હકુમત હેઠળ તેઓ રહેવા લાગ્યા.

ઈંગ્લાંડમાંથી વેપારને માટે કેટલાક સાહસિક માણસો અમેરિકા ગયા. ત્યારબાદ ઈંગ્લાંડમાં ચાલતા ધર્મના ઝઘડામાંથી કંટાળી કેટલાક માણસોએ અમેરિકા જઈ રહેવાનો ઠરાવ કર્યો. ધીમે ધીમે ત્યાં જનારા માણસોની સંખ્યા વધવા લાગી. તેમજ ત્યાં જઈ વસેલા માણસોની વસ્તી પણ વધી. આવી રીતે અમેરિકામાં અંગ્રેજી સંસ્થાનો થયાં. તેના પર ઈંગ્લાંડના રાજાએ અમુક અંકુશો મૂક્યા. ઈંગ્લાંડનો વેપાર વધે અને ત્યાંના લોકોને અમુક સગવડો મળે તેવી રાજનીતિ ચલાવવામાં આવી. જ્યાંસુધી સંસ્થાનમાં વસેલા માણસોની સંખ્યા નાની હતી અને તેમનું બળ ઓછું હતું ત્યાંસુધી આ રાજનીતિને તાબે રહ્યા. ઘણાં વરસો સુધી આમ ચાલવાથી અમેરિકામાં વસેલા અંગ્રેજ લોકોમાં ઘણો અસંતોષ ફેલાયો.

આખરે એ અંકુશો તોડવાનો તેમણે ઠરાવ કર્યો. તે અરસામાં ઈંગ્લાંડના રાજાએ તેમના પર કરવેરા નાંખ્યા. આથી તેમની ધીરજ ખુટી ગઈ. લોકોએ બળવો કર્યો. આ વખતે નાનાં મોટાં તેર અંગ્રેજી સંસ્થાનો ત્યાં હતાં. તેમના પ્રતિનિધિઓએ એકત્ર થઈ સંસ્થાનવાસીઓના બચાવનો ઠરાવ કર્યો. ઈંગ્લાંડ તરફથી આ હક્કો કબુલ કરવામાં ન આવ્યા. લડાઈ શરૂ થઈ. સંસ્થાનવાસીઓએ જયૉર્જ વૉશિંગ્ટનને સેનાપતિ બનાવ્યો. વૉશિંગ્ટનની મુશ્કલીઓ ઘણી હતી. અમેરિકાનું લશ્કર કેળવાએલું નહોતું. તેમની પાસે હથિયાર વગેરે સાધનો થોડાં હતાં; અને તેમની સંખ્યા પણ નાની. લગભગ સાત વરસ સુધી નાની મોટી લડાઈઓ ચાલ્યા કરી. તે દરમિયાન આવા લશ્કર સાથે કામ લેવામાં વૉશિંગ્ટને ઘણી ધીરજ અને દૃઢતા બતાવી. પાછળથી ફ્રેન્ચ અને સ્પેનીશ લોકોએ અમેરિકનોને મદદ આપી. અંગ્રેજોની ભારે હાર થઈ. આખરે સલાહ થઈ. અમેરિકામાં વસેલા અંગ્રેજી સંસ્થાનોની સ્વતંત્રતા કબુલ કરવામાં આવી. આ વખતથી બધાં સંસ્થાનો યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાના નામથી ઓળખાયા. તેમણે એકત્ર થઈ જે રાજ્યપદ્ધતિ ચલાવવાની ગોઠવણ કરી તેનું અનુકરણ બીજા દેશોએ પાછળથી કર્યું. વૉશિંગ્ટનને આ નવા રાજ્યનો પહેલો પ્રમુખ બનાવવામાં આવ્યો. વૉશિંગ્ટન પછી અમેરિકામાં ઘણા જાણીતા વીરપુરૂષો પ્રેસીડંટ થયા. આમાંના ચાલુ જમાનામાં જાણીતા પ્રેસીડંટ વિલ્સનની વાત આપણે પહેલા ભાગમાં કરી ગયા છીએ.

૮

# નેપોલિયન

અમેરિકાના લોકોએ પ્રજાહક સાબીત કરવા લડાઈ કરી, અંતે ઈંગ્લાંડથી સ્વતંત્ર થઈ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું એ આપણે જોયું. એ બનાવ પછી થોડાજ વખતમાં પ્રજાહકનો સિદ્ધાન્ત સાબીત કરવા ફ્રાન્સમાં મોટો બળવો જાગ્યો. તેની અસર યુરોપભરમાં થઈ. અને તે અસર આજકાલતો બધે પ્રસરી રહી છે.

તે વખતે યુરોપમાં ફ્રાન્સ ઘણો આગળ પડતો દેશ ગણાતો. ત્યાંના રાજાઓ પાસે અખૂટ દોલત હતી. પણ રાજાઓ તેમજ અમીરઉમરાવો વગેરે શ્રીમંતો મોજશોખમાં પડી ગયા. આ વધુ પડતા ખર્ચને લીધે રૈયત પર જાતજાતના કર નંખાયા. આથી ધીમે ધીમે રૈયત ગરીબ થતી ગઈ. એમ વધતી જતી ગરીબાઈને લીધે લોકોની સ્થિતિ બહુ કંગાલ થઈ ગઈ. મનુષ્યની સહનશીલતાની પણ હદ હોય છે. પોતાની કંગાલ હાલતથી કંટાળી આદમજાત જીવ પર આવી જઈ ગમે તે કરી બેસે. ફ્રેન્ચ પ્રજાની દશા પણ કંઈક આવી થઈ ગઈ. ચાલુ કંગાળીયત અથવા હમેંશની ગુલામીમાંથી છુટવાને લોકોએ નિશ્ચય કર્યો. આવા નિશ્ચયને અંગે સ્વતંત્રતા, સમાનતા અને બંધુતા—આ આદર્શોનાં આદરમાન પ્રજાહૈયે જાગ્યાં.

આપણે જોયું તેમ પ્રજાની કંગાળ સ્થિતિના કારણભૂત રાજા અને તેના અમીરઉમરાવ હતા. તેથી બળવાખોરોએ તેમના પર હુમલા કર્યા. ખુનરેજી શરૂ થઈ. એમ જુના અમલદારોનો દોર તુટયો. પણ તેમ થતાં દેશમાં અંધાધુંધી પ્રસરી. મારે તેની તલ્વાર અને બળીયાના બે ભાગ એવું થઈ ગયું અને બળવાના મૂળ સિદ્ધાંતો ભૂલાઈ ગયા.



નેપોલિયન

તે વખતે ફ્રેન્ચ લશ્કરમાં નેપોલિયન નામે એક નાનો સરદાર હતો. સ્વદેશના નવા વાતાવરણમાં તેણે હોંશથી

ભાગ લેવા માંડયો. પોતે અડગ અને બહાદૂર લડવૈયો હતો. તેનામાં લશ્કરની પ્રીતિ સંપાદન કરવાની અજબ કુનેહ હતી. અને બધા સાથે કામ પાડવામાં તે બાહોશ હતો. આવા ગુણોને લીધે વધતાં વધતાં આખરે નેપોલિયને સર્વોપરી સત્તા મેળવી.

પછી ફ્રાન્સના લશ્કરનો ડંકો યુરોપના બધા દેશોમાં બજાવવાની નેપોલિયને કોશેશ કરી. ઘણા દેશોમાં જીત મેળવી; ઘણે ઠેકાણે પોતાના માણસોને રાજ્યો સોંપ્યા. અને ઘણાઓને નમાવી પોતાની આણ વર્તાવી.

આ વખતે જે દેશો નેપોલિયનની સામે થતા તેને ઇંગ્લાંડ મદદ કરતું. તેથી નેપોલિયન સમજી ગયો કે જ્યાં-સુધી અંગ્રેજોની સત્તા ઓછી થાય નહિ ત્યાં સુધી યુરોપમાં ફ્રાન્સથી સર્વોપરિ સત્તા મેળવી શકાય નહિ. અંગ્રેજોની સત્તા ઓછી કરવા, દુનીઆના બીજા ભાગોમાં અંગ્રેજો વિરૂદ્ધ એણે મદદ મોકલી. અને હુમલા કર્યા. ઈજીપ્તમાં આ પ્રમાણે થયું. હિન્દુસ્થાનમાં ટીપુ સુલતાનને ફ્રેન્ચ લશ્કરે મદદ મોકલી. તથા અંગ્રેજી માલ યુરોપમાં દાખલ ન થવા દેવા માટે એમણે ફરમાનો કાઢ્યાં.

પણ નેપોલિયન આમાં ફાવ્યો નહિ. એણે જીતી લીધેલા કેટલાક દેશો એની સ્હામે થવા લાગ્યા. એનું લશ્કર થાકવા લાગ્યું. અને ધીમે ધીમે નેપોલિયનની પડતી થવા લાગી. છેવટે ઘણા લાંબા વખતની લડાઈ પછી અંગ્રેજો જીત્યા અને નેપોલિયન કેદ પકડાયો.

આ પછી ફ્રાન્સ અને યુરોપમાં શાન્તિ પ્રસરી. ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્યનો વાવટો ફરકયો. પ્રજાની સ્વતંત્રતાના સિદ્ધાંતોની અસર ચોમેર પ્રસરી રહી.

૯

## પૃથ્વીરાજ ચૌહાણ

હરકોઈ રાજ્યનો આધારસ્તંભ સંપ છે. જેવી એને આંચ આવી કે તે રાષ્ટ્રનાં મૂળ હાલી ઉઠયાં એમ સમજવું. દાખલા તરીકે કૌરવો અને પાંડવો કાકા કાકાના ભાઈઓ થાય. તો પણ તેમનામાં અણબનાવ ઘર કરી બેઠો. અને પરિણામે રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું. ઈસ્વી સનના દશમા સૈકાના રજપુત રાજ્યો સંબંધે પણ આવુંજ બની ગયું.

લગભગ હજાર વરસ પહેલાનું હિન્દ 'રજપુત હિન્દ' તરીકે ઓળખાવી શકાય. રજપુતાના, ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ વગેરેમાં એ સમર્થ રાઠોડ, સોલંકી, ચાલુક્ય, સેન જેવા રાજવશીઓનાં બળવાન રાજ્યો હતાં. આઠસો વરસ પર એ રજપુત વીરોની ક્ષત્રીવટ સકળ હિન્દમાં ગાજતી. રામાયણ અને મહાભારતના સમયના ક્ષત્રીઓના એ વંશજો. એમનો નીતિધર્મ એકજ. ને તે સ્વદેશ રક્ષા. એમની છાયામાં સૌને છૂટ. ક્ષત્રીઓને ભરોસે બધા એક સંપે ભરત ખંડને વૈભવભર્યો રાખે.

ઈ. સ. ના દશમા સૈકામાં દીલ્હીમાં રાજા અનંગપાળ રાજ્ય કરતા હતા. તેમને પુત્ર નહોતો. તેથી ગાદીના વારસ તરીકે તેમની બે દીકરીઓના પુત્રો જયચંદ અને પૃથ્વીરાજ વચ્ચે પસંદગી કરવાની રહી. પ્રતાપી પૃથ્વીરાજની પસંદગી થઈ. પોતાને હીણાએલો માનતા જયચંદને મસીઆઈ ભાઈ વેરે ઈર્ષ્યા થઈ. જયચંદે રાજસૂય યજ્ઞ માંડ્યો. તેમાં દરેકને ભાગે પડતું કામ સોંપાયું. પૃથ્વીરાજને માટે દ્વારપાળનું સ્થાન ખાસ રખાયું. આમ ઈર્ષ્યાએ વેરનું પ્રગટ સ્વરૂપ લેવા માંડયું. સ્વમાનવાળો પૃથ્વીરાજ શેનો આવે? એમ માની એનું સોનાનું પુતળું બનાવી દ્વાર પર મૂકયું. હવે રાજપુત્રી સંયુકતાના પૃથ્વીરાજ પરના પ્રેમભાવની વાત કાને આવેલી તેથી જયચંદે યજ્ઞ પ્રસંગેજ તેનો સ્વયંવર રચવાની ચોકસાઈ રાખેલી. આમ દ્વારપાળ નીમી અપમાન કરેલા પૃથ્વીરાજની ગેરહાજરી વિષે નિઃસંદેહ થવાય. પરંતુ વીરના નિર્જીવ પુતળાનાં મૂલ્ય વધુ અંકાયાં અને ભરી સભામાં સંયુકતાએ દ્વારપરના પુતળાંને વરમાળ આરોપી. સંકેત પ્રમાણે ઓથે રહી રાહ જોતા પૃથ્વીરાજને પડખે સંયુકતા પહોંચી ગઈ અને એ રજપુત યુવાને દીલ્હી તરફ ઘોડો મારી મૂકયો. જયચંદની યુક્તિ નિષ્ફળ ગઈ. ચૌહાણ અને રાઠોડ વચ્ચે વેર વધ્યાં.

દુર્બળ બળીયાને મ્હાત કરી શકે નહિ તેથી તેની જંખના તો બળીઆના બીજા વિરોધીઓને શોધવામાં રહે.

બહાદુર પૃથ્વીરાજે શાહબુ-ઉદ્-દીન ઘોરીના લશ્કરના ટોળાંને ત્રણ ચાર વાર પાછાં વાળેલાં એ વાત જયચંદ રાઠોડ બરાબર જાણતો હતો. એટલે શીકસ્ત પામેલા શહાબ-ઉદ્-દીનને સાથ દઈ પૃથ્વીરાજ પર વેર વસુલ કરવા ધાર્યું. શહાબ-ઉદ્-દીનને તો આ ભાવ્યું અને આમ મુસલમાન સરદાર ચઢાઈ લાવ્યો. રંગમહેલે રાચતો સંયુક્તામય પૃથ્વીરાજ આંખ ચોળી ઉઠયો અને શાહબુદ્દીન જોડે ફરી એકવાર લડી લેવાને તેણે કમર કસી. પરંતુ આ વખતે જયચંદ અને રાઠોડ પક્ષી રજપુતોની પૃથ્વીરાજને સહાય્ય નહોતી એટલુંજ નહિ પણ દ્વેષે ડોળે વેર એવો વિરોધ હતો. પૃથ્વીરાજ એકલે હાથે ઝઝુમ્યો, હાર્યો અને આખરે કેદ પકડાયો. એની આંખો ફોડી નાંખવામાં આવી. આમ અંધાપો વેઠતા પૃથ્વીરાજને અધર ટાંગેલો લોખંડનો તવો વીંધવાને શહાબ-ઉદ્-દીને વેણ માર્યાં.

આ બધો વખત કવિ ચંદબારોટ સાથેજ હતો. એણે પૃથ્વીરાજનાં પરાક્રમો વર્ણવતું વીરરસનું મહાકાવ્ય હિન્દીમાં રચેલું છે. પગમાં ભારે બેડી અને ભુખ્યો દુઃખ્યો ત્હોય રણશૂરો રજપુત. એવા પૃથ્વીરાજને ચંદ કવિએ પડકાર કર્યો. તુર્ત તવાને વીંધી, પૃથ્વીરાજના ચાપમાંથી છુટેલું શબ્દવેધી બાણ શહાબ-ઉદ્-દીન બોલતો ઉભો હતો ત્યાં વચ્યું. એને વીંધ્યો. પછી પૃથ્વીરાજે જાતે તલવાર ચલાવી પોતાનો અંત આણ્યો. રાણી સંયુક્તા અને બીજી રજપુત રાણીઓએ પોતાની કાયા બળતી ચિતાપર ખડકી.

શહાબ્-ઉદ્-દીન ઘોરીએ દીલ્હી લીધું અને એક પછી એક ઘણાં રજપુત રાજ્યો જીત્યાં. જયચંદ રાઠોડને દોસ્તી દાવમાંયે શહાબ્-ઉદ્-દીન ભુલ્યો નહિ અને બીજેજ વર્ષે કનોજ પર ચઢાઈ આવી. રજપુતો પૂરા રણશૂરા પણ ભરોસે ભુલનારા. અને વળી કુસંપે ઘેરેલા. એટલે મુસલમાનોએ વશ કર્યા. એમ સર્વોપરિ રજપુત સત્તાનો નાશ થયો. હિન્દમાં મુસલમાન અમલ જામ્યો. રજપુતો હાલ કહેવાય છે તે રજપુતાનામાં જઈ વસ્યા.

## ૧૦

## સર્વપ્રિય અશોક રાજેન્દ્ર

મહારાજા અશોક ચક્રવર્તી ચન્દ્રગુપ્તના પૌત્ર થાય. ચન્દ્રગુપ્તે બહોળે હાથે વાવ્યું ને અશોકે લણ્યું. તેમ હોવા છતાં ઈસ્વી સન પૂર્વે ૨૭૩ માં ગાદીએ આવ્યા પછી અશોકને મન રાજ્યસત્તા એટલે બીજા દેશોની જીત એમ હતું. તેથી ગોદાવરી અને મહાનદી વચ્ચે આવેલા કલિંગ દેશ પર ચઢાઈ કરી ત્યાંના લોકોનું સત્યાનાશ વાળ્યું. પણ આ કારમી જીતથી અશોકનું હૈયું કંપ્યું. એ પસ્તાયો. આ પશ્ચાતાપના પરિણામે તેણે કલિંગ દેશમાં પત્થરનો સ્થંભ ઉભો કરાવી તેના પર નીચે પ્રમાણે કોતરાવ્યું :—"આ લડાઈમાં દોઢ લાખ કેદ પકડાયા. એક લાખ રણક્ષેત્રમાં રગદોળાયા. અને વધુ કેટલા માર્યા ગયા તેનો પત્તો નથી. આ કાજે રાજા

અશોક શીર નમાવી પશ્ચાત્તાપ કરે છે. અને સહુ જાણજો કે હવે પછી આ સંખ્યાનો હજારમો ભાગ પણ અશોકને કાજે હણાશે તો એ શોકગ્રસ્ત થશે.”

આવી રીતે કલિંગ દેશની જીતથી અશોકનો હૃદય પલટો થયો. ત્યારથી જીવનભર એ ધર્મ, પ્રેમ અને અહિંસાનો ભકત રહ્યો.

એ દરમ્યાન અશોકે બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવા માંડયો. તે માટે રાજયને ખુણે ખુણે ઉપદેશકો મોકલ્યા. તે ઉપરાંત બીજી પ્રજાઓને ધર્મ બોધ આપવા સીરીઆ, ઈજીપ્ત, મેસીડોનીઆ, ઉત્તર આફ્રીકા, ગાંધાર, મહારાષ્ટ્ર, લંકા, બ્રહ્મદેશ વગેરે પ્રદેશોમાં પ્રચારકો મોકલ્યા. ભરતખંડમાં ઠેર ઠેર પહાડોમાં અશોકે શિલાલેખ કોતરાવ્યા અને તેમાં ધર્મ-શાંતિના શાસનો લોકભાષામાં ઉતરાવ્યા. જુનાગઢની નજીક ગીરનારની તળેટીમાં આવો એક શિલાલેખ છે:—“માબાપનું કહ્યું કરો. પ્રાણીમાત્ર પર દયા રાખો. સત્યવાન થાઓ. ગુરૂને માન આપો. સગાસંબંધીઓપર પ્રેમ રાખો. દાન દો. બધા ધર્મો પરત્વે સદ્‌ભાવ રાખો. નિર્મળ અને નમ્ર બની રહો. આજ સનાતન ધર્મ. આવું જીવન જીવજો અને પ્રભુ તેમજ રાજાના પ્રેમ અને સહાનુભૂતિ તમારા પર ઉતરશે.”

રાજા હોવા છતાં અશોક કુટુંબસહિત સાધુજીવન ગાળતો. પ્રભુના પેગામનો પ્રચાર કરવા તેણે રાજમહેલ છોડયો. એની પુત્રી ખટમંડુ નજીકના મઠમાં જઈ રહી.

એનો ભાઈ મહેન્દ્ર ધર્મપ્રચાર કરવા લંકા ગયો. અને બહેન સુમિત્રાએ લંકામાં સ્ત્રીસંઘ સ્થાપ્યો. શિકાર અને માંસાહાર અશોકે તજ્યાં. એટલુંજ નહિ પણ શિકાર યા આહાર માટે પ્રાણીવધની મના કરનારો હુકમ કાઢ્યો. જે પ્રમાણે અશોક બીજાને શિક્ષા દેતો તે પ્રમાણે તે પોતે જીવી જાણતો હતો.

વળી શુભ જીવનને અનુકુળ થઈ પડે એવું વાતાવરણ એણે ઉત્પન્ન કર્યું. જુદા જુદા સંપ્રદાયો અને જુદા જુદા પંથગામી સાધુ સંતોની સભા અશોક બોલાવતો. તેમાં મનુષ્ય જીવનના સિદ્ધાંત ધર્મો ચર્ચાતા અને ઉકેલાતા. જનસમાજના જીવનની રગેરગમાં ઉતરી જઈ ધર્મ જ્વલંત બનાવવા અશોક મથતો. અશોકની આવી પ્રભુતાથી પ્રજાને ઘણો સંતોષ થતો હતો.

## ૧૧

## ચક્રવર્તી ચન્દ્રગુપ્ત

અણમાનીતી રાણીનો જે રાજકુમાર દેશવટો ભોગવતો, તેને આખા ભરતખંડની સત્તા મેળવવાનાં સ્વપ્ના આવતાં. એક વખત આ રાજકુમારે નદીકિનારે કોઈને જમીનમાંથી કંઈ જડમૂળથી ઉખેડી નાખતો દીઠો. તપાસ કરતાં જણાયું કે પોતાને ઠોકર વાગેલે સ્થળે એ એમ કરતો હતો. અડગ મનનો એ આગ્રહી માણસ જે નડે તેનો નાશ કરવામાં માનતો. તેને મગધના નંદરાજાએ ધૂત્કારેલો. તેથી તેનું વેર

લેવા તે પણ અકળાયેલો રખડતો. એ માણસ તે ચાણક્ય. અને પેલા રાજકુમારનું નામ ચન્દ્રગુપ્ત. તે પણ નંદવંશનો. આમ બન્નેની જુગલ જોડી સાથે મળી.

ચાણક્ય ચતુર અને ચન્દ્રગુપ્ત બળવાન. ચાણક્યની ખટપટથી ચન્દ્રગુપ્તે નંદવંશનું નિકંદન વાળ્યું. આ પછી રાજમાતા મુરાના નામ ઉપરથી ચન્દ્રગુપ્તે પાટલીપુત્રમાં મૌર્યવંશની સ્થાપના કીધી. એ પાટલીપુત્ર આજે પટના શહેરને નામે ઓળખાય છે. મગધદેશના આ રાજવીની હાક ઠેઠ વિંધ્યાચળ સુધી વાગતી.

ઈસ્વી સન પૂર્વે ચારસો વર્ષ પર જે મહાન સિકંદરની સરદારી હેઠળ ગ્રીક લોકોએ હિન્દ પર ચઢાઈ કરેલી અને સિંધુનદી ઓળંગી જઈ રાજા પૌરસને હરાવેલો તે સિકંદરના સુબા સેલ્યુકસે ચન્દ્રગુપ્તના રાજ્યપ્રદેશ પર ચઢાઈ કરેલી. ચન્દ્રગુપ્તે એને હરાવી સામ્રાજ્યનો વિસ્તાર ઠેઠ કાબુલ, કંદહાર અને હેરાત સુધી લંબાવ્યો. અને વધારામાં સેલ્યુકસની કુંવરી જોડે પરણ્યો.

ચાણક્ય જેવો ચતુર ધુરંધર પ્રધાન મળેલો એટલે ચન્દ્રગુપ્ત ધાર્યું બધું કરી શક્યો. ધર્મ, હુન્નરકલા, વ્યાપાર, રાજ્યવ્યવસ્થા વગેરેમાં હિન્દની પ્રજા તે વખતે દુનીયાભરમાં મોખરે આવી. અને હિંદની સંસ્કૃતિ વિશેષ ખીલી. સેલ્યુકસનો મેગેસ્થનીસ નામનો એલચી ચન્દ્રગુપ્તની રાજધાની પાટલીપુત્રમાં આઠ વર્ષ રહ્યો હતો. તેણે તે વખતના હિન્દનું વર્ણન કર્યું છે

કે "હિન્દના લોકો સાદું અને કરકસરવાળું જીવન ગાળે છે. ત્યાંના લોકો ઉત્તમ વ્યવસ્થાપકો છે. ભારતવર્ષમાં ચોરી વગેરે ભાગ્યેજ થાય છે. પૈસાની લેવડદેવડ સહીસીક્કા, સાક્ષી કે કંઈપણ આડમાં મૂક્યા વગર થાય છે. એટલા એ લોકો વિશ્વાસપાત્ર અને સાચા છે. વિદ્વાને ત્યાં પૂજાય છે. ખેડુતવર્ગની ઘણીજ સંભાળ લેવામાં આવે છે. આગ લાગતાં હરેક સ્ત્રી કે પુરૂષ પોતપોતાની સર્વશક્તિ અને સામગ્રી સહિત મદદે ધાય છે. હિન્દુઓ સ્વર્ગે સીધાવેલાના સ્મરણાર્થે બાવલાં ઉભાં કરતા નથી. તેઓ તો માને છે કે આ દુનીઆમાં માનવતાનું અમરપદ પોતે કરેલાં સુકૃત્યો પર અવલંબે છે."

## ૧૨

## મહાકવિ રવીન્દ્રનાથ ઠાકુર

દરેક માણસ પોતાને જે કંઈ આવડે તેવાં કામ ખુબીથી કરી જીંદગીને શણગારે. રાજાથી માંડી મજુર સુધીના દરેક દરજ્જાના માણસો એમ પોતપોતાના કામ કરે. રાજા પ્રજાની સંભાળ લે. અમલદાર બંદોબસ્ત રાખે. શિક્ષક વિચાર કરતાં શીખવે. વેપારી સંસાર વ્યવહારના વૈભવ વધારે. કારીગર જીવનની ઉપયોગી ચીજો શણગારથી રચે.

ત્યારે કવિ એવું તે શું કરે છે કે માણસ જાતના ઇતિહાસમાં એ અમર થઈ જાય છે? પ્રકૃતિની અને મનુષ્યના

ઉદ્દાત્ત જીવનની પીછાન કવિને હોય છે. દુઃખમાં સુખી કેમ રહેવું તેનો એટલે સાચી માણસાઈનો ખ્યાલ આપવા કવિ પોતાનાં કાવ્યો, નાટકો, ગીતો વગેરેથી જીવનનાં સમરેખ ચિત્રો દૃષ્ટ અને અદૃષ્ટ જગતમાંથી ઉપજાવી ખડાં કરે છે. આવી રીતે દરેક દેશમાં કવિ ભૂતકાળને અમર બનાવે છે, વર્તમાનકાળને નવજીવન આપે છે, અને ભવિષ્યકાળને ઘડે છે. કવિ ન હોત તો સ્નેહનું સૌંદર્ય, જીવનનું માધુર્ય, પ્રકૃતિની ભવ્યતા, મનનો ઉલ્લાસ, આત્માનો પ્રકાશ એવું એવું કોણ આબેહૂબ બતાવત!

લખે, બોલે અને કામે કરે તો બધા, પણ કવિ તો વાણીના અમર સંગીતથી માણસજાતને સતેજ કરે. તેની વાણીની ચમકથી દર્દે જીગર શાંત થાય છે. જીવનની ઘટમાળનાં ચક્રાવામાંથી કવિ માણસજાતને અજબ તરેહની કુંજોમાં લઈ જઈ રીઝવે છે. જ્યારે કવિતામાં સંગીતના સૂર જામે છે, ત્યારે હૈયાની ઊંડી અને ઉમદા વાતો ગાજી રહે છે. જગતના મહાકવિઓમાં રવીન્દ્રનાથ ઠાકુર, કાલિદાસ, શેકસપીઅર, ડાન્ટે, હાફેઝ, ફિરદોસી, વગેરે એ કુદરત અને કિરતારને સાંધનારા માનવી જીવનની મીઠાશને જાત અનુભવના સંગીતમાં ઉતારી છે.

ગંગા નદીને કાંઠે ફુલનો માંડવો ઝુકી રહેલો. તેમાં એક નાનો બાળક રમે. ફુલો પાણીમાં ખરે અને તરે. નાનો બાબુ તરતાં ફુલોને જુએ, અને મનમાં માને કે

આખી રાતના ઉજાગરાથી થાકી આકાશમાંના તારલા ગંગા-જળમાં ન્હાવા ઉતર્યા છે. અને રાતે તારાને જુએ ત્યારે આકાશના બગીચામાં ફુલો ઉઘડ્યાં એમ માની બાબુ ખુબ રાચે ને નાચે, ગાય અને ધૂમે. તેનું નામ રવીન્દ્ર. તેના બાપનું નામ દેવેન્દ્ર.

રવીન્દ્ર નાનપણથી કવિતા રચતો. ધીમે ધીમે બંગાળામાં તેના ગીતો ઘેર ઘેર ગવાતા થયા. વખત જતાં રવિબાબુએ પોતાનાં ગીતકાવ્યોના સંગીતથી આખા વનને કોયલ ગજાવે તેમ બંગાળાના લોકસમાજ અને સાહિત્યને રસકલ્લોલથી જગાડી દીધાં. રવિબાબુએ સુંદર અને મધુર કાવ્યો ગીતાં-જલિ નામે કાવ્યમંજરીમાં ધર્યાં. આ ગીતોમાં અજબ ગેબી સરોદોમાં કવિ પોતાનું સર્વસ્વ ઈશ્વરચરણે ધરી જીવનની ધૂંચના કોયડા ઉકેલવા મથે છે. આ બધાં ગીતો આજે ભકિતભીનાં હૃદયો માટે પ્રાર્થનારૂપ થઈ રહ્યાં છે, અને ભજનકીર્તનમાં ગવાય છે. ગીતાંજલિનું ભાષાંતર દુનીઆની બીજી ઘણી ભાષાઓમાં થયું છે. સને ૧૯૧૩માં ઉત્તમ સાહિત્યકાર તરીકે તેમને 'નોબલ પ્રાઈઝ મળ્યું. ત્યારથી તેઓ દુનિયાના એક મહાકવિ લેખાય છે.

કવિશ્રી પોતાના કાવ્યોમાં હૃદયની કોમલ ગુહામાં રહેલા ઐશ્વર્યના ધ્વનિઓ ઉપરાંત હિન્દને અને સકલ જગતને પેગામો આપે છે. તેમની માન્યતા એવી છે કે પૂર્વ અને પશ્ચિમના દેશોમાં વિરોધ કે જુદાઈ નથી.

રાજકીય ઝગડાઓ, મહાસાગરના અંતરો, કે દિશાઓના ભેદ માણસજાતને જુદી પાડવાને સમર્થ નથી. આ સિદ્ધાંત સમજાય અને અનુભવમાં મુકાય તો દુનીઆમાંથી લડાઈ નાબુદ થાય અને લીગ ઑફ નેશન્સ સર્વપ્રજાસંઘ નીવડે, અને તેથી સર્વત્ર શાંતિવાદ જરૂર પ્રસરે.

આવા પાઠો શીખવવા અને જગતભરની સંસ્કૃતિઓનો એકમેળ કરવાના ઈરાદાથી તેમના પિતાશ્રી દેવેન્દ્રનાથે બાંધેલા શાંતિનિકેતનમાં વિશ્વભારતીનું મહાવિદ્યાલય તેમણે સ્થાપ્યું છે. પ્રાચીન સમયમાં આવી વિદ્યાપીઠો હિન્દમાં હતી. ત્યાં દૂર દૂરના દેશોથી સત્યના જિજ્ઞાસુ પંડિતો જ્ઞાન દેવા અને લેવા આવતા. તેવીજ રીતે આ નવા આશ્રમમાં દુનિઆના વિવિધ દેશોમાંથી વિદ્વાનો આવે છે. તેમજ કવિશ્રી પોતે જગતભરમાં પ્રવાસ કરી માણસજાતને એકમય થઈ રહેવાના અને પ્રેમસેવાનો ધર્મ પાળવાના આશ્રમના આદર્શો ફેલાવવા આજે સીત્તેર વરસની ઉમ્મરે પણ મથી રહ્યા છે.

## ૧૩

# શેકસપીઅર અને કાલિદાસ

હિન્દમાં જ્યારે શાહાનશાહ અકબર રાજ્ય કરતા હતા ત્યારે ઈંગ્લાંડમાં મહારાણી એલીઝાબેથનું રાજ્ય હતું. તેમના વખતથી ઈંગ્લાંડના લોકોએ વેપાર અને હુન્નરકલામાં ખૂબ સાહસો કરવા માંડ્યાં. તે વાત આપણે આગળ જોઈ ગયા છીએ.

તે વખતે 'એવન' નદીને કાંઠે સ્ટ્રેટફર્ડ નામના ગામમાં ઈંગ્લાંડના સર્વોપરિ કવિ અને નાટકકારનો જન્મ થયો. હતો તો તે એક આબરૂદાર નાના વેપારીનો પુત્ર. પણ તેની દૃષ્ટિ વેપાર તરફ નહોતી. નાનપણથીજ દરેક ચીજનું નિરીક્ષણ કરવાની એને ટેવ હતી. ગામબહાર રાતદહાડો હરેફરે અને કુદરતની સુંદરતા જોઈ રાચે. આકાશના સવાર-સાંજના રંગો જોઈ તેવા રંગબેરંગી પડદા ચીતરે. પૃથ્વી પરનાં લીલીકુંજ ભૂમિ અને નદી દરીઆ જોઈ તેવી રંગભૂમિ બનાવે. પંખીના કલ્લોલ સાંભળી પોતે ગાય અને કવિતા રચે. વળી માણસની હીલચાલ જોઈ તેમના હાવભાવનું અનુકરણ કરે.

એકવીસ વર્ષની ઉમરે તે લન્ડન શહેરમાં આવ્યો. પણ એવા ગામડીઆને શહેરમાં કોણ આળખે? પોતે નાટકો જોવા જાય ને ત્યાં જે જુએ સાંભળે તેની

અંતરની પીછાન થઈ જતાં અચાનક વાહ્! ઓહ! એમ બોલી જાય. ત્યારે જાણકારને તો તરતજ ખબર પડે. એટલે ગ્લોબ થીએટરમાંના રવિવારના નાટકોમાં નટ



શેકસપીઅર

નેશનલ પોર્ટ્રેટ ગેલેરીમાંથી.

તરીકે કામ કરવાનું તેને મળ્યું. પણ એવા નવરસિક કળાધર કાંઈ ઢાંક્યા રહે? થોડા વખતમાં તે ગ્લોબ થીએટરનો માલેક થયો. એમ કળાના કીમીઆગરને તો સામેથી કીર્તિ વરે.

ધીમે ધીમે તે પોતે નાટકો રચવા લાગ્યો. કવિ હોય

તે કુદરતની હીલચાલના દરેક અવાજમાં કવિતા ઝીલે. પરંતુ નાટ્યકવિ તો માણસની આબેહૂબ નકલ કરે. શેકસપીઅરે પાંત્રીસ નાટકો લખ્યા. અને તે રંગભૂમિ પર જાતે ભજવી બતાવતો. એ બધાં નાટકોની ખૂબી તો એ છે કે દરેકમાંના પાત્રો આજે પણ આપણને જાગતાં જીવતાં લાગે છે. માણસનો સ્વભાવ સારો તેમજ નરસો પણ છે. દરેક માણસ ભલાઈબુરાઈથી ભરેલ છે. તેમાંથી નરસું હોય તેને ખુલ્લું પાડી સારૂં હોય તેને વધારવા સંબંધે નાટકોના પાત્રો ઉત્તમ બોધ આપે છે. રંગભૂમિપર આવા દુનિયાના ચાલુ દેખાવો જોઈ સાંભળી, કેટલાક લોકો પોતાનામાં યોગ્ય સુધારો કરતા થયા છે.

આપણા દેશમાં શેકસપીઅર જેવા મહાનકવિ કાલિદાસ થઈ ગયા છે. તેમણે શકુંતલા અને વિક્રમોર્વશી જેવાં સુંદર નાટકો અને રઘુવંશ તથા કુમારસંભવ જેવાં મહાકાવ્યો રચેલાં છે. કહેવાય છે કે

જ્યાં ન પહોંચે રવિ
ત્યાં પહોંચે કવિ.

કાલિદાસ માટે ખરેખરૂં તેમજ છે. કહેવાય છે કે તે રાજ-દરબારમાં રહેતા. પણ હતા તો કુદરતના રાજવીર. શકુંતલા નાટકમાં વસંતઋતુનું વર્ણન સુંદર છે. વનવેલીને પાણી પાતી શકુંતલા બોલતાં ચાલતાં ફુલ જેવી લાગે છે, અને એવાં ફુલના સુવાસ, ઉજાસ ને કુમાશ શકુંતલામાં દેખાય

છે. રઘુવંશમાં રામરાજાના વડવાઓની વીરતાની વાતો છે. તેમાં તે વખતના રાજાઓ કેવા લોકપ્રિય ને મોટા મનના હતા, અને તેથી રાજા અને પ્રજા એકમેક કેવા સંપજંપમાં રહેતાં તેનો ઇતિહાસ કાલિદાસે વર્ણવેલો છે. કુમારસંભવ અને ઋતુવર્ણનમાં પણ વનજીવનના અને માણસના તપથી ખીલતી રોશનીનાં વર્ણનો છે. આમ હિન્દના સંસાર જીવનનાં ચિત્રો મહાકવિ કાલિદાસે એવા સુંદર અને મધુર આંક્યાં છે કે તે બધાં હજી હિન્દના લોકોને કંઠે ગાજે છે.

૧૪

## પ્રભુપુત્ર ક્રાઇસ્ટ

માણસજાત માનસિક દુઃખથીજ સૌથી વધારે પીડાય છે. તેવાંને સુખી કરનાર મહાત્માઓ દેવ જેવાજ પૂજાય. કુદરતની સુંદરતાને શણગારે એવાં આ સજ્જનોની રહેણી-કરણીની અસર સૌ પર બહુ થાય. એવા પ્રભુના પયગમ્બર અને અવતાર ગણાય. હઝરત મોહમ્મદ પયગમ્બર અને શ્રીકૃષ્ણ ભગવાનની વાત આપણે આગલા ભાગમાં કરી ગયા. બીજા ધર્મનેતાઓની વાતો આ ભાગમાં કરીશું.

આજથી લગભગ બે હઝાર વરસ પહેલાં એશીઆ-માઈનરમાં યાહુદી લોકોનું રાજ્ય હતું. તેમની રાજધાની જેરૂસલેમમાં હતી. તેઓ હઝરત મુસાએ શીખવેલો ધર્મ

પાળતા. સામાન્ય લોકોથી આ ધર્મ સમજાતો નહિ અને પળાતો પણ નહિ. વળી ધર્મને નામે ઘણાં ધતીંગ પણ તે વખતે ચાલતાં.

ત્યાં એકવખત એક સંતપુરૂષ ડુંગરની ધારે ઉપદેશ આપે. ખબર મળતાં ગામલોક બાળકોને આશિર્વાદ માટે લઈ જાય. તે બધાંને જોઈ ચેલાઓને લાગતું કે બાળકોનું તે અહીં શું કામ? તેથી તેમને પાછા વાળવા માંડ્યાં. આ જોઈ સંતદેવ અકળાઈ ગયા અને એકદમ બોલી ઉઠયા કે: "બાળકોને મારી પાસે આવવા દો. તેમને રોકો નહિ. છૂટાં મૂકો. તમને ખબર નથી કે બાળકોના જેવાં નિર્દોષ અને નિખાલસ ઈમાનથી સ્વર્ગના પાયા મંડાયા છે. બાળભાવથીજ પ્રભુ મળી જાય. જે કોઈ બાપ સવાયો બાળક થઈને રહે તેને પ્રભુરાજ્યનાં અમર સુખ જરૂર મળે." પછી તેમણે બાળકોને હસી બોલાવ્યા અને આશિર્વાદ આપ્યા. એવા બાલવત્સલ સંતદેવનું નામ પ્રભુપુત્ર જીસસ ક્રાઈસ્ટ.

ત્રીસમે વર્ષે જોન નામના સાધુનો સમાગમ તેમને થયો, ત્યારથી તેમના જીવનમાં દૈવી જ્યોત પ્રકટી. એક તો પોતે સાદા અને નિર્મળ મનના. બીજું માથે ધાર્મિક માબાપની છાયા. અને ત્રીજું સાધુ સમાગમ. તેથી પ્રભુની વાતો સુઝી. ચાળીસ દિવસ એક સરખા એકાંતમાં તપ કરી દૈવી શાંતિને પામ્યા.

પ્રેમ, પ્રેમ અને પ્રેમ એ એમનો જીવનમંત્ર હતો. પ્રાણીમાત્ર પર પ્રેમ રાખવો. માણસની પ્રેમથી સેવા કરવી. પ્રભુને પ્રેમથી ભજવો. જેણે પ્રેમનો મંત્ર પીછાન્યો નથી તે પ્રભુને ઓળખેજ નહિ. અને પ્રેમ તો સેવારૂપેજ ધરાય. પ્રેમ એટલે શું એની સમજ આપવામાં ક્રાઈસ્ટે ઘણો પ્રયાસ કર્યો. તેમની આજ્ઞા છે કેઃ "ભાઈ, મારૂં કહ્યું માનો અને ભૂંડાની સામા ન થાઓ. જો કોઈ તમને જમણે ગાલે તમાચો મારે તો તેને ડાબો ગાલ ધરો."

પ્રેમનો ધર્મ શીખવતાં બીજે ઠેકાણે ક્રાઈસ્ટ દાનનો ધર્મ શીખવે છે. પણ એ દાન કેવું? એ તો પ્રભુસાથે માણસનો અરસપરસનો ખુદાઈ સોદો છે. ત્યારે શા માટે આવાં કાર્યો બીજાં જાણે? જમણે હાથે આપેલું ડાબો હાથ ન જાણે તોજ દાન. બીજું મિથ્યા. માણસને આપણે નજરે જોઈએ છીએ. તેને પ્રેમથી ન નવરાવીયે તો પ્રભુ કે જેને આપણે નજરે જોઈ શકતા નથી તેની સેવા શી રીતે કરી શકીએ? માટે નિરાધાર, દીન હીન પામરજનના બેલી થઈ તેને ઓથ આપીએ ત્યારેજ પ્રભુની સાચી સેવા બજાવી ગણાય.

એજ પ્રમાણે જીસસ ક્રાઈસ્ટનો સંદેશો પતિતોની વ્હારે ધાવાનો છે. તેઓ પુણ્યવંત સાધુઓને બોલાવતા નથી. પણ પાપી પામરોને પ્રાયશ્ચિતનો માર્ગ બતાવે છે. અધમ પાપી પણ ઈશ્વરની ક્ષમાની આશા રાખી શકે

એવો સુમાર્ગે દોરવનારો સંદેશો તેઓ આપે છે. આવો દૈવી પ્રેમ રસ્કિન, ટૉલ્સ્ટૉય અને મહાત્મા ગાંધીને અતિપ્રિય હોય એમાં શી નવાઈ!

પણ આવો ધર્મ યાહુદી લોકોને ગમ્યો નહિ. તેથી ધર્મના દ્રોહી તરીકે જીસસ ક્રાઈસ્ટને કેદ કરી 'તેમનો વધ કરવા ફરમાવવામાં આવ્યું. એક થાંભલે બાંધી, ખીલા ઠોકી, તેમનો વધ કર્યો. તે વેળા પણ તેમના હૈયામાં, આંખોમાં અને બોલમાં દીનતા, દયા અને પ્રેમજ વહી રહ્યાં હતાં. તેમણે પ્રાર્થના કરી કે: "હે પ્રભુ! તારૂં ધાર્યું થજો, મારૂં નહિ. સાચેજ આ લોકો શું કરે છે તેની તેમને ખબર નથી."

તેમના મૃત્યુ બાદ ક્રાઈસ્ટનો ધર્મ ઘણો ફેલાયો, પાછળથી રોમન કૅથોલિક નામનો તે ધર્મનો પંથ ચાલ્યો. તેમાં ધર્મને નામે દેવળના દરબાર ભરી લોકો વ્હેમી બનવા લાગ્યા. તેથી લ્યુથર નામના પાદરીએ ધર્મ પાળવાની રીતમાં સુધારા કર્યા. આ સુધારાવાળો પંથ પ્રોટેસ્ટંટ પંથ કહેવાય છે. શરૂઆતમાં આ પંથોના ઝઘડાને લીધે લડાઈઓ થતી. પણ હવે રાજકાજમાં ધર્મના ભેદ એવી રીતે આડે આવતા નથી.

ખ્રીસ્તીધર્મ પાળનારા આજે દુનીઆના બધા ભાગમાં છે. પણ યુરોપમાં સૌથી વધારે છે. આપણા દેશમાં રાજ્ય કરતી અંગ્રેજ પ્રજાનો મોટો ભાગ પ્રોટેસ્ટંટ પંથ પ્રમાણે ખ્રીસ્તી ધર્મ માને છે.

૧૫

## અશો જરથુસ્ત્ર

ગુજરાતને શોભાવનાર પારસી કોમ ઈરાનથી આવી. ત્યાં આરબોએ એમના બાપદાદાને ઘણો ત્રાસ આપ્યો ત્યારે કેટલાક ધાર્મિકજનો ઈરાન છોડી હિન્દમાં આવી ગુજરાતમાં વસ્યા. હિન્દુઓએ એમને આવકાર આપ્યો. અને પારસી-ઓએ ગુજરાતને હમવતન ગણી લીધું.

ઈરાનમાં આર્ય લોક વસતા હતા. આર્યો તો અસલ એકવખત મધ્ય એશીઆમાં રહેતા. ત્યાંથી તેઓ છૂટા પડ્યા. ત્યારે થોડા ઈરાનમાં ગયા. થોડા સિંધુ નદીની આ પાર દક્ષિણે આવી રહ્યા અને બીજા જુદે જુદે સ્થળે જઈ વસ્યા. એમ આર્યપ્રજાએ યુરોપ એશીઆ વગેરે ખંડોમાં વસવાટ કર્યો. આ ઉપરથી જણાશે કે અસલ ઈરાની અને હિન્દુ સંસ્કૃતિ વચ્ચે બહુ ઘાડો સંબંધ હતો. દાખલા તરીકે આજ પણ પારસીઓ તથા ઈરાનીઓ શરીરપર સૌથી પહેલું સફેદ સુતરનું પહેરણ પહેરે છે અને તેની ઉપર ઉનની હાથની વણેલી કસ્તી કમરબંધ જેવી બાંધે છે. એ કસ્તી હિન્દુઓની યજ્ઞોપવીત અથવા જનોઈ જેવીજ પવિત્ર તેઓ માને છે.

પારસીઓ અસલ ઈરાનીધર્મના પયગમ્બર અશો જરથુસ્ત્ર સાહેબે શીખવેલો ધર્મ માને છે. આશરે ચારપાંચ

હઝાર વર્ષ પર તેઓ ઈરાની સરજમીનમાં સ્પીતમ નામે ઉચ્ચ અને ધાર્મિક કુળમાં જન્મ્યા. આઠ વર્ષની ઉમરે તેમને એક પવિત્ર અને વિદ્વાન ગુરૂને ચરણે સોંપેલા. પછી પંદર વર્ષની ઉમરે પિતાના મરણબાદ કુટુંબની મીલકતની વહેંચણી થઈ, ત્યારે અશો જરથુસ્ત્રે તો માત્ર પિતાનો કમરબંધ સંભારણાં તરીકે વારસામાં માગી લીધો. વીશ વરસના થયા ત્યારે દેશમાં સખ્ત દુકાળ પડ્યો. તે વેળા જરથુસ્ત્ર સાહેબે જર અને જહેમતથી મરતાં પશુઓને બચાવ્યાં. અને બીજાઓને એમ કરતાં શીખવ્યું. આમ નાનપણથીજ અશો જરથુસ્ત્ર ઘણા વિચારશીલ અને પવિત્ર ભાવનાઓથી ભરપૂર હતા. ત્રીશ વરસે તેઓ એકાંત પહાડમાં જઈ ઈશ્વરનું ચિંતન કરી દૈવી વાતો સમજવા મથેલા. એમ દશ વરસ સુધી પ્રાર્થના, ઉપાસના અને અંતરદર્શનની મદદથી ઈશ્વરના ગેબી કૉલ તેઓ પામ્યા. આ અરસામાં ખુદા સાથે તેમને પ્રકટ પરિચય થયો. એમ કહેવાય છે કે તે વેળા તેમને પુછવામાં આવેલું કે: 'હે જરથુસ્ત્ર! તારા દિલની ઉચ્ચમાં ઉચ્ચ મુરાદ શી છે? અને જીવીને તું શું કરવા માગે છે?' ત્યારે જરથુસ્ત્રે માગી લીધું કે: "હે ખુદા! એટલું કર કે તારા ફરમાન મુજબ હું એવી પાક જીંદગી ગાળું કે પૂરી પવિત્રતાને પહોંચી જાઉં."

તેઓ પચાસ વર્ષના થયા ત્યારે ઈરાનમાં કય ગુસ્તાસ્પ પાદશાહ રાજ્ય કરતો હતો. જરથુસ્ત્ર સાહેબે પાક

દાદાર અહુરમજ્દનો ધર્મ રાજદરબારમાં જાહેર કર્યો. રાજાએ નવો ધર્મ સ્વીકાર્યો. તથા તે ધર્મની આણ બધે વર્તાવવા રાજાએ અને તેના અમીર ઉમરાવોએ કબુલ કર્યું. ત્યારબાદ જ્રથુસ્ત્રનો ધર્મ ઈરાન તથા બીજા દેશોમાં ફેલાયો.

જરથુસ્ત્રે શીખવ્યું કે : બધાંને ઉત્પન્ન કરનાર સર્વશકિતમાન પાક દાદાર અહુરમજ્દને ભજો. તે જ એકલો ખુદા છે. તેમાંથી તેજ, સત્ય, પવિત્રતા અને જ્ઞાન નિરંતર વહ્યાં કરે છે. સકલ સર્જત એમની બે ગેબી શકિતઓથી હાલીચાલી રહી છે. એક શકિત બધું ઉત્પન્ન કરનારી, અને વિકાસવૃદ્ધિ પમાડનારી. અને બીજી ઘટાડો કરનારી, અંધકારમાં ડુબાવનારી, અને અંત લાવનારી છે. જીંદગીને ચલાવનારી આવી બેધારી સત્તા સાથે દરેક માણસે કામ લેવાનું રહ્યું છે. ત્યારે માણસજાતે શું કરવું? તેના જવાબમાં જ્રથુસ્ત્ર સાહેબ શીખવે છે કે : માણસજાતે તો એ બન્ને શકિતઓની વચ્ચે રહી જીંદગીની જુકિત જોગવવી જોઈએ. જે વૃદ્ધિ કરનારી શકિતનો સાથ લે, તે જીવનના સાગરની પેલે પાર ઈશ્વરદરબારમાં પહોંચે.

પયગંબર સાહેબનો મુખ્ય પેગામ અશોઈ એટલે પવિત્રતામાં સમાયલો છે. પવિત્રતા માત્ર મનનીજ નહિ. શરીરની સ્વચ્છતામાં પણ પવિત્રતા રહી છે. પણ માણસે જાતે સ્વચ્છ રહેવું એટલું બસ નથી. પૃથ્વી, પાણી, અગ્નિ, હવા વગેરે કુદરતી ચીજોને પણ શુદ્ધ રાખવી. એજ પ્રમાણે માણસના જીવનવ્યવહારની બધી વાતોમાં પણ પવિત્રતા

રાખવી. આ પ્રમાણે અશોઈ અથવા પવિત્રતાને પંથે જનાર માણસ બીજાના જીવન સુખી કરવા મથે, અને અંતે તેને ખરૂં અને અખંડ સુખ પ્રાપ્ત થાય.

જરથુસ્ત્ર સાહેબે સમજાવેલું કે ધર્મ એટલે માત્ર પ્રભુભક્તિજ નહિ; પાઠપૂજા કે પ્રાર્થનાજ નહિ. પરંતુ ખુદા સમાજનું જે કલ્યાણ કરી રહેલ છે તેમાં મદદ કરવી તેજ સાચો ધર્મ છે. એટલે કે ખેતી જેવા ઉદ્યોગ કરવાથી, રસ્તા બાંધવાથી, તંદુરસ્તી માટે સાધનો કરવાથી, પાણીને શુધ્ધ રાખવાથી, માણસજાત અને પશુઓની સંભાળ લેવાય તેવાં કામ કરવાથી સાચો ધર્મ પળાય. "સુખ તેને જેનાથી સુખ બીજાને." આ સુંદર વાક્યમાં અશો જરથુસ્તે મનુષ્ય-જીવનની સૂક્ષ્મ કળા શીખવી. જે ધર્મનું આવું સુંદર અને સાચું શિક્ષણ છે તે ધર્મના પાળનારા સખાવતી, નીતિમાન, વ્યવહારૂ અને ખુદાશનાસી હોયજ. દાદાભાઈ નવરોજી જેવા પવિત્ર અને પુણ્યશાલી દેશભકતો અને ધર્મરક્ષકો એ કોમમાં વધુ સંખ્યામાં ન પાકે તોજ નવાઈ!

## ૧૬

## ભગવાન બુદ્ધ

એકવાર બે રાજકુમારો વનમાં શિકારે ગયેલા. તેમાંના એકે રાજહંસને તીર માર્યું. ઘાયલ પંખી ચીસ પાડતું પૃથ્વી

પર પડયું. બીજા રાજકુમારે આવુ જોતાંજ દોડી જઈને પંખીને ખોળામાં લઈ લીધું. વાગેલું બાણ ધીમેથી ખેંચી કાઢી,



**ભગવાન બુદ્ધ**

'ફા–હીનની મુસાફરીઓ 'ના લેગના ભાષાંતરમાંના એક ચિનાઈ ચિત્ર પરથી, કલૅરન્ડન પ્રેસના સૌજન્યથી.

ઝળઝળીયાંવાળી આંખે, અને ધ્રૂજતા હાથે તેને પંપાળ્યું અને સારવાર કરી.

એટલામાં પેલો શિકારી કુમાર આવ્યો. શિકારના નિયમ પ્રમાણે રાજહંસની માગણી કરી. બીજા કુમારે ના પાડી; અને મુંગા પંખી માટે દયા માગી સમજાવવા માંડયું. પણ પેલા કુમારે માન્યું નહિ. "મારે તેનું પંખી", એવો શિકારનો ઇન્સાફ રાજસભા પાસે તેણે માંગ્યો. રાજસભામાં "તારે તેનું પંખી"—એમ નમ્રતાથી પક્ષીને ઉગારવાની માગણી કરી. રાજસભા શું કરવું તેની શંકામાં હતી. તેવામાં એક કોઈ અજાણ્યા ઋષિએ કહ્યું કે જીંદગીની કંઈ કીંમત હોય તો જેણે જીવાડયું તેનું પંખી. જેણે મારી નાખ્યું તેનું મરેલું પંખી. પણ જેણે ઉગાર્યું તેનુંજ જીવતું પંખી. રાજસભાએ ઉપલો ઇન્સાફ માન્ય રાખ્યો.

એ બીજો રાજકુમાર તે સિદ્ધાર્થ કુમાર. જે પાછળથી બુદ્ધ થયો. આશરે અઢી હજાર વરસ પહેલાં તેમના પિતા શુદ્ધોદન હિમાલયની તળેટીએ આવેલા કપિલવસ્તુના રાજા હતા. તેમની માતાનું નામ મહારાણી માયાદેવી. સિદ્ધાર્થ બાળક હતા ત્યારથી બહુ દયાળુ. કોઇનું દુઃખ દેખી ન શકે. એને મન દુનીયાની ગરીબાઈ, રોગ, ઘડપણ અને મોતનાં દુઃખોનો ઇલાજ શોધવાની નિરંતર ઝંખના રહેતી. આ બધામાંથી માણસજાત કેમ બચે તેનો ઉપાય શોધવા માંડયો. એક વાર રાતોરાત રાજપાટ અને કુટુંબકબીલો છોડી દઈ

વનમાં ચાલી નીકળ્યા. ત્યાં પણ કંઈ ચેન પડયું નહિ. ધર્મને નામે આકરાં તપ અથવા સંસારને નામે આંધળા ભોગવિલાસ બન્ને એમને મન ખોટાં લાગ્યા. તેથી એકાંત શાંતિમાં બેસી ઉંડુ ચિંતન કર્યું. આખરે બોધીગયામાં તેમને સુઝી ગયું કે જન્મ, જરા, મરણ, વ્યાધિ, પ્રિય માણસનો વિયોગ, અને અપ્રિય માણસનો યોગ—આ પાંચ દુઃખતો અનિવાર્ય છે. એ સહન કરવાંજ જોઇએ. દુઃખો માણસજાત પોતેજ વ્હોરે છે. અને તે પાપને લીધે. માટે દયા ભરેલી જનસેવા કરીને રહે તો દુઃખો ટળે. અને પાપમાંથી બચી જવાય. આમ જંગલમાં બીજાનાં દુઃખ પર ચિંતન કરતાં તેઓ બુદ્ધ થયા એટલે જાગ્યા.

એકવાર બુદ્ધ ભગવાનને રસ્તામાં એક ભરવાડ ઘેટાનાં ટોળાં સાથે જતો મળ્યો. તેમણે એક બિમાર ઘેટાને જોયું તેવું ઉપાડી લીધું. પૂછપરછ કરતાં ભરવાડે જણાવ્યું કે ઘેટાં, રાજાના યજ્ઞ માટે લઈ જાઉં છું. આ સાંભળી બુદ્ધ ભગવાનનું હૈયું થરથર કંપ્યું. પછી ભરવાડ સાથે યજ્ઞ કરવાની જગ્યાએ પોતે પણ ગયા. ત્યાં શાંત બેસી રહ્યા. અને જયારે ઘેટાંને મારી નાંખવા બ્રાહ્મણો તૈયાર થયા ત્યારે એકદમ પોકારી ઉઠયા "સબૂર". અને ભોગ થઈ પડનારા ઘેટાને દયાથી વળગી પડ્યા. આ જોઈ આખી સભા ચકિત થઈ ગઈ. પછી બિંબિસાર રાજાને અને સભાને બુદ્ધ ભગવાને સમજાવ્યું કે નિર્દોષ પ્રાણીની હિંસાથી ઘોર પાપ થાય. એવી હિંસા નિર્વાણ એટલે

મોક્ષની આડે આવે. સાચો યજ્ઞ તો જીવ ઉગારવામાંજ છે. જીવ ઉગારતાંજ ઉગારનાર ઉગરે. ઉગારે શામાંથી? દુઃખો-માંથી. એમ બીજાને દુઃખોમાંથી ઉગારી સુખદુઃખનાં બંધન-માંથી જીવનમુક્ત થાય ત્યારે બુદ્ધ થવાય.

માટે કોઈને ન મારો, સર્વને ઉગારો, દયા રાખો, સંપીને રહો, ધર્મના કામ કરો. આ બધું તો દરેકથી નાનાં મોટા તમામથી થાય. રંકરાવથી થાય. દરેક નાનામાં નાનો, પાપીમાં પાપી પણ બીજાને ઉગારી શકે, અને તેવી સેવાદ્વારા પોતે ઉગરી જાય. પણ જીવતરનાં સારા નરસાં વાનાંઓને બહુ ભોગવે તો એ પંથે કેમ જવાય? તેથી ઇશ્વરપ્રીતિ અર્થે પુણ્ય કરીએ તો બધાં રૂડાં વાનાં થાય. આવો ઉપદેશ તેમણે કાશીમાં સારનાથના પુણ્યતીર્થમાં બેસીને લોકોને આપવા માંડયો. પછી તો અખિલ હિન્દમાં બધે પગે ફરીને લોકોને ઘર આંગણે જઈને ભલાઈથીજ બુરાઈ ટળે એવો પ્રચંડ ધર્મ સમજાવ્યો.

બુરાઈનાં કારણ માણસનાં બગડેલાં મનમાં છે. અબુદ્ધ હોય તે બુરાઈ જુએ. બુદ્ધ એટલે સમજુ થાય તેને બુરાઈ ભલાઈ એવાં અનિત્ય વાનાં દેખાય ખરાં. પણ તેથી બુરાઈ કરનારને ધિક્કારે નહિ. બુરાઈને જડમૂળથી કાઢવા મથે. એમ દુનિઆના કાર્યક્રમમાં ભલાઈના ખમીર પૂર જોસમાં વ્હેતાંજ રહે. આવો સાદો ને સરલ ધર્મ, બુદ્ધ ભગવાને હિન્દમાં સમજાવ્યો. તેમના મરણ બાદ આ દયા ધર્મની અસર

હિન્દમાં તથા બીજા દેશોમાં પ્રસરી ગઈ. ચીન અને ટીબેટ, લંકા અને જાપાન આજ બૌદ્ધધર્મનાં કેન્દ્રસ્થાનો છે. પણ અસલથી ચાલતા આવેલા વેદધર્મનાં ઉંડાં મૂળને બૌદ્ધધર્મ ઉચ્છેદી શક્યો નહિ. વળી પાછળથી બૌદ્ધસંઘમાં શિથિલતા આવી તેથી પ્રાચીન વેદધર્મ હિન્દુસ્થાનમાં પાછો સજીવન થયો. આમ બૌદ્ધધર્મનો વિસ્તાર હિન્દમાં અટકી પડયો.

બુદ્ધ ભગવાનના જેવા એક બીજા પરમ દયાળુ મહાવીર સ્વામી તેજ અરસામાં થઈ ગયા. અહિંસા પરમો ધર્મનું રહસ્ય જગતને તેમણે શિખવ્યું. દયા ઉપરાંત તપ અને ત્યાગની મહાજીવન કળા તેમણે બતાવી. આનું નામ જૈનધર્મ. જૈન એટલે જેણે તપ, ત્યાગ અને દયાથી જીવનને તરબોળ બનાવ્યું હોય તે. તેવા જિતેન્દ્રિય નરદેવ તીર્થંકર થાય. ભગવાન મહાવીર સ્વામીએ સંયમ અને અહિંસા પણ પળાવ્યાં.

બૌદ્ધ અને જૈનધર્મ એ બન્ને મૂળ હિન્દુ ધર્મની વિશાળ શાખા જેવા ફાલ્યા. એ બન્ને ધર્મોએ દયા સેવાનો વેદધર્મમાંનો કર્મયોગ જૂદો પાડીને પળાવ્યો. બૌદ્ધધર્મ હાલ હિન્દમાં જૂજ જેવો છે. જૈનધર્મ હિન્દમાં બધે અને ગુજરાત કાઠીયાવાડમાં ઘણા પાળે છે. અને નવો વેદધર્મ મુખ્યત્વે હિન્દમાં હાલ પ્રચલિત છે. આનો અર્થ એમ નહિ કે આ ત્રણે ધર્મોમાં કંઈ પરસ્પર વિરોધ છે. ખરૂ જોતાં વેદધર્મ, બૌદ્ધધર્મ, અને જૈનધર્મ ત્રણે ભારતના મહાન આર્ય ધર્મવૃક્ષની શાખાઓ છે.

૧૭

## રામ અને સીતા

પાંડવ કૌરવના યુદ્ધની વીરકથા મહાભારતના મહાકાવ્યમાં વ્યાસજીએ ગાઈ, ને તેમાં શ્રીકૃષ્ણની જીવનકથા કથી. હિન્દુ લોકો જેમ શ્રીકૃષ્ણને ભગવાન માની પૂજે છે, તેમજ રામ અને સીતાને પણ પૂજે છે. તેમની વાત રામાયણમાં વર્ણવી છે.

મહાભારતના યુદ્ધ અગાઉ વરસો પહેલાં દશરથ રાજા અયોધ્યા નગરીમાં રાજ્ય કરતા હતા. રાજા દશરથને ત્રણ રાણીઓ. પટરાણી કૌશલ્યા, સુમિત્રા, અને કૈકેયી. રામને જીવનદાન દીધાં કૌશલ્યા માએ. સુમિત્રાને બે પુત્રો લક્ષ્મણ અને શત્રુઘ્ન, રાણી કૈકેયીને એક ભરત.

એ સમયમાં રાક્ષસો ઋષિઓને દમતા અને એમના યજ્ઞમાં વિક્ષેપો નાંખતા. એ રાક્ષસોનો સંહાર કરવાને દશરથ રાજાએ રામ અને લક્ષ્મણને ઋષિ વિશ્વામિત્રની મદદે મોકલ્યા. તેઓએ રાક્ષસોને હરાવ્યા. વિશ્વામિત્ર ઋષિએ બન્નેને અસ્ત્રશસ્ત્ર વિદ્યા શીખવી. અને એમ જાતે કેળવી વીરધુરંધર બનાવ્યા. પછી મહર્ષિ બન્ને ભાઈઓને પોતાની જોડે વિદેહ દેશ તેડી ગયા. એ દેશની રાજધાની મિથિલામાં જનક રાજા રાજ્ય કરતા હતા. રાજાજીએ મહેમાનોને આદરમાન દીધાં. રાજા જનક પાસે ઉચકયું ઉચકાય નહિ એવું ધનુષ્ય

હતું. આ ધનુષ્યને જે ચઢાવે તેજ રાજપુત્રી સીતાને વરી શકે એવું બીડું રાજસભામાં ફરેલું. રામે ધનુષ્ય ચઢાવી ટુકડે ટુકડા કરી નાંખ્યા. એમ પરાક્રમ કરી સીતાને રામ વર્યા.

અયોધ્યા પાછા વળતાં રાજા દશરથે યુવરાજપદ રામને આપવાનું નક્કી કર્યું. પણ રાણી કૈકેયીએ અગાઉ અપાયેલાં બે વરદાન દશરથ રાજાને સંભાર્યાં અને માગી લીધું કે રામને ચૌદ વરસ વનવાસ મોકલવા અને ભરતને યુવરાજપદ આપવું. આ સાંભળી રાજાજી હેબતાઈ ગયા.

આ વાત રામને કાને આવી. તેમણે દશરથ રાજાને આશ્વાસન આપ્યું. પિતાએ આપેલાં વચન પાળવાં સાચા પુત્રને છાજે. રામે તો એમ વનવાસ ખુશીથી વધાવી લીધો. પતિપરાયણ સીતા સાથે ગયાં. અને લક્ષ્મણ પણ સંગે ચાલી નીકળ્યો.

આઘાત પામેલા દશરથ રાજા દેવલોક પામ્યા. ભરત રામની પાછળ ગયા. પાછા ફરવાને રામને વિનવ્યા. અને તેમ ન માને તો સાથે જવાની આતુરતા બતાવી. રામે ભરતને પ્રજાપ્રત્યેનો ધર્મ સમજાવ્યો. રાજ્ય સંભાળી લઈ ફરજ અદા કરવા સૂચવ્યું. નિરાશ થયેલો ભરત લાચાર બની પાછો ફર્યો. પરંતુ સિંહાસને તો નજ ચઢયો. એણે તો રામની પાદુકા ગાદીએ પધરાવી. અને રામરાજ્યના વાલી તરીકે સેવા કરી રહ્યો.

રામ, લક્ષ્મણ અને જાનકી ત્રણ નાસિક પાસે પંચ-

વટીમાં ગોદાવરીને તીરે પર્ણકુટીમાં રહ્યાં. અહીં રામને એક ભીલડી મળેલી. તેનું નામ શબરી. રામજી પધારે ત્યારે તેમને બોર આપવાનું તેને મન થયું. અને રામને તો બોર મીઠાંજ ધરાય. તેથી દરેક બોર ચાખવા માટે કરડીને શબરીએ મીઠાં મીઠાં હતાં તેજ રામને ધર્યાં. રામે સાચો ભાવ જોયો અને તે બોર ભાવથી આરોગ્યા.

રાક્ષસોના સંતાપને ટાળવા ફરીવાર ઋષિઓએ રામની મદદ માગી. રામે ઘણા રાક્ષસોનો સંહાર કર્યો. આમાંથી નાશી છૂટેલા રાક્ષસો લંકાના રાજા રાવણને જઈ મળ્યા. રામ સામે રાવણે યુક્તિ રચી. મારિચ રાક્ષસને લઈ રામના નિવાસ સ્થાને રાવણ આવ્યો. મારિચે કાંચનમૃગનું રૂપ ધારણ કર્યું. વાડીમાં ચરતા આવા સુંદર મૃગને જોઈ સીતાજીએ રામને તેના ચર્મની કાંચળી કરાવી દેવા ઈચ્છા બતાવી. રામ મૃગ પાછળ ઉપડ્યા. મૃગ આગળ રામ પાછળ. એમ દોડતાં દોડતાં મારિચે ચીસ પાડી. એ સાંભળતાં સીતાજીએ રામને ભયમાં આવી પડેલા ધારી લક્ષ્મણને ભાઈની વ્હારે ધાવા વિનવ્યા. લક્ષ્મણ વિમાસણમાં આવી પડ્યા. આખરે દોડ્યા. રાવણ લાગ સાધી ભિક્ષુકને વેષે પર્ણકુટી પર આવ્યો. તેને ભિક્ષા દેવા સીતાજી બહાર આવ્યા. રાવણે તક જોઈ સીતાજીનું હરણ કીધું. રામલક્ષ્મણ ઘેર આવ્યા તો સીતાજી નહિ. તેથી શોધમાં ગયા. ત્યાં ગરૂડ પક્ષી જટાયુએ સીતાજીના હરણની બીના કહી.

તરત બન્ને ભાઈઓ સીતાજીને લેવા લંકા તરફ જવા ઉપડ્યા. રસ્તે રામને હનૂમાન મળ્યા. રામજીનો પ્રતાપ જોઈ તે તેના ભકત બની ગયા. હનૂમાનજી અને સુગ્રીવે વાનરસેના એકઠી કરી. હનૂમાને લંકા તરફ પ્રયાણ કર્યું. એની પાછળ રામ નીકળ્યા.

સીતાજીને તો રાવણ લંકા લઈ ગયો હતો. લંકામાં જતાંજ એના ભાઈ વિભીષણે અને પત્ની મંદોદરીએ સીતાજીને પાછાં વળાવી દેવાનું સમજાવ્યું. વાનરસેનામાંનો અંગદ રાવણ સાથે સમાધાન કરવા ગયો. પણ રાવણ અહંકારી બહુ તેથી માન્યું નહિ.

પછી રામે લંકા જઈ લડાઈ કરી. લડાઈમાં રાવણનો દીકરો ઈન્દ્રજીત અને ભાઈ કુમ્ભકર્ણ માર્યા ગયા. રાવણ રણમાં રગદોળાયો. સમજુ વિભીષણે તો રાવણનો ખોટો પક્ષ ખેંચેલોજ નહિ. તેથી રામે વિભીષણને લંકાનું રાજ્ય સોંપ્યું.

પછી રામ સીતાજી સાથે અયોધ્યા પાછા વળ્યા. રામચંદ્રજીએ પોતાના રાજ્યમાં દરેક જાતની સુખશાંતિ વધારી, પ્રજા પાસે યોગ્ય ધર્મ પળાવ્યો, તેમજ ઉદ્યોગકળા ખીલવ્યાં. આમ સર્વદેશીય ઉન્નતિ સાધે એવો "રામરાજ્ય" નો આદર્શ આજસુધી હિન્દી જનતાના હૃદયમાં આબાદ ઝૂકી રહ્યો છે. સીતા સતી હતાં તો રામ રાજવીર સંત

સજ્જન હતા. એવાંનાં સંભારણાં આપણે હૈયે સદા આનન્દ શાંતિ કેમ ન આપે?

## ૧૮

## રામ્સે મેકડૉનલ્ડ

આપણે પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિની વાતો કરી. ઇંગ્લાંડમાં રાજા હોવા છતાં પ્રજાસત્તાક રાજ્ય છે એમ કહી શકાય. કારણ ત્યાં લોકોએ ચુંટી કાઢેલા પ્રતિનિધિઓની પાર્લામેન્ટમાં જે પક્ષની બહુમતી હોય તે પક્ષના અગ્રેસરોને રાજ્યકારભાર સોંપવામાં આવે છે. આવી રીતે બનેલા અગ્રેસરોનાં પ્રધાનમંડળને કેબીનેટ કહેવામાં આવે છે. કેબીનેટના સૌથી મુખ્ય સભાસદને પ્રિમીઅર એટલે વડા પ્રધાન તરીકે ઓળખવામાં આવે છે. ઇંગ્લાંડના પ્રિમીઅરની સત્તા ઘણી છે. કારણ રાજ્યકારભારની મુખ્ય જોખમદારી તેમને માથે હોય છે. જ્યાંસુધી પાર્લામેન્ટમાં પોતાની રાજ્યનીતિના સિદ્ધાંતો કબુલ કરાવી શકે ત્યાંસુધી તેના હાથમાં રાજ્યની લગામ રહે. પોતાના પક્ષકારોની સંખ્યા ઓછી થાય તો તે રાજીનામું આપે. અને બહુમતીવાળા બીજા પક્ષના અગ્રેસરને નવું પ્રધાનમંડળ બનાવવાનું કામ રાજા સોંપી દે.

આમ પ્રજાને અને ખાસ કરી મજૂર વર્ગને પૈસાદાર લોકોના જેટલાંજ તકો અને હકો અપાવવાના હેતુથી એક

નવો પક્ષ ઈંગ્લાંડમાં થોડાં વરસ પહેલાં ઉભો થયો. તે પક્ષ ધીમે ધીમે પાર્લામેન્ટમાં પોતાનું જોર વધારવા લાગ્યો.



રામ્સે મેકડૉનલ્ડ

સેન્ટ્રલ ન્યુસ, લન્ડનના સૌજન્યથી

આ પક્ષ લૅબર પાર્ટીનાં નામથી ઓળખાય છે. આનો અર્થ 'મજૂર પક્ષ' એમ થાય. મજૂર પક્ષ એટલે મજુરો અથવા આમ પ્રજાના હકને સાચાવનાર પક્ષ. પાર્લામેન્ટમાં બહુમતી મેળવી ન શકે ત્યાંસુધી તેમને રાજ્યકારભાર ચલાવવાની અને પોતાના સિદ્ધાંતો અનુભવમાં મુકવાની તક મળે એમ નહોતું. ઘણા વરસોની મહેનત બાદ સને ૧૯૨૪માં આ પક્ષને ધારેલી તક પ્રથમ મળી. પણ બીજેજ વરસે પોતાની બહુમતી ઓછી થવાથી રાજની લગામ છોડી દેવી પડી. વળી સને ૧૯૨૮માં બીજીવાર આ પક્ષ સત્તા મેળવી શકયો. અને હાલ એ પક્ષના હાથમાં રાજ્યનો અધિકાર અને કારભાર છે.

જે પક્ષનું રાજ્ય ઈંગ્લાંડમાં હોય તેની અસર હિન્દુસ્થાન પર થાય. કારણ તે પક્ષમાંના એક અધિકારીને હિન્દુસ્થાનના કારભાર પર દેખરેખ રાખવા નીમવામાં આવે. આ ઓધ્ધેદારને "સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઈન્ડીઆ" અથવા હિન્દી પ્રધાન કહેવામાં આવે છે. લેબર પાર્ટીએ આજ સુધી હિન્દુસ્થાન માટે દિલસોજી ભર્યા વિચારો દર્શાવેલા હોવાથી તેમના હાથમાં કારભાર આવ્યો ત્યારે હિન્દુસ્થાનને વધુ હકો સહેલાઈથી મળશે એવી આશા જાગી.

આ પક્ષના અગ્રેસર અથવા હમણાના ઈંગ્લાંડના મુખ્ય પ્રધાન તે રામ્સે મેકડૉનલ્ડ. ઘણી જાત મહેનતથી, ખંતથી અને વ્યવહારિક બુદ્ધિવડે મેકડૉનલ્ડ આ મોટું પદ મેળવી

શકયા છે. એ સ્થાન મેળવવું જેટલું કઠિણ છે તેટલુંજ ટકાવવું પણ કઠિણ છે. કારણ એમાં સમાયેલી જોખમદારીમાંથી અને જવાબદારીમાંથી ફત્તેહમંદીથી પસાર થવું સહેલું નથી.

રામ્સે મેકડૉનલ્ડ સંને ૧૯૧૧ માં હિન્દુસ્થાન આવ્યા હતા. તેમણે પાછળથી હિન્દુસ્થાન પર એક પુસ્તક પણ લખ્યું. અને તેમાં આપણા દેશના ભવિષ્ય માટે તેમણે ઉંચી આશાઓ બાંધી છે.

તેઓના હાથમાં સત્તા આવી ત્યાર પહેલાં હિન્દુસ્થાનની ભવિષ્યની રાજ્યપદ્ધતિ વિષે અમુક ગોઠવણો થઈ ચુકી હતી. તે બધી એમનાથી એકદમ ફેરવી શકાય નહિ. હિન્દમાં અસંતોષ અને અધિરાઈ વધતાં મહાત્મા ગાંધીજીએ સત્યાગ્રહની ચળવળ શરૂ કરી કે જેથી લોકોમાં જાગૃતિ આવે અને સરકારને લોકોની લાગણી અને લાયકાતનું યોગ્ય ભાન થાય. આ ચળવળને લીધે આખા દેશમાં ઘણા નાજુક સંજોગો ઉભા થયા. અશાન્ત વાતાવરણને શાંત કરી લોકોને યોગ્ય હક્કો આપવા ગોઠવણ કરવાનો ઈંગ્લાંડની સરકાર તરફથી મુખ્ય બોજો રામ્સે મેકડૉનલ્ડે પોતાને શિર લીધો. અને અમુક હિન્દી નેતાઓ સાથે મસલત ચલાવી ભવિષ્યની રાજ્યપદ્ધતિનું ધોરણ નક્કી કરવાનું કઠણ કામ એમણે ઉપાડયું. અંગ્રેજી રાજ્યપદ્ધતિ સામે હિન્દુસ્થાનની પ્રજાએ જે વિરોધ બતાવ્યો તેમાં હિન્દુસ્થાનના મુખ્ય પ્રતિનિધિ મહાત્મા ગાંધીજી બન્યા. ઇંગ્લાંડના મુખ્ય

પ્રતિનિધિ રામ્સે મેકડોનલ્ડ. આપણા દેશમાં વસતા કરોડો માણસોના ભવિષ્યની દોરી બરાબર ચાલે તેવી યોજના ઘડવાની જોખમદારી આ બે નેતાઓને શિર છે. આપણે પ્રભુ પાસે એમ માગીએ કે આનું નિરાકરણ સર્વેને સુખદાયી નીવડે.

## ૧૯

## નાદિરશાહ અફઘાની

દુનીઆમાં ચઢતી પડતીના અનુભવ બધાને થાય છે. સાધારણ માણસની આવી બદલાતી સ્થિતિની નીશાનીઓ તેની આજુબાજુના જ માણસો જોઈ શકે છે. પણ કોઈ મોટા માણસને વિષે આવા બનાવ બને ત્યારે તેનાં કારણ તેમજ અસર વધુ બહોળાં હોવાનો સંભવ છે. કોઈવાર અમુક દેશના લોક અમુક વાતાવરણમાં આવી જાય ત્યારે તેમની અભિલાષા પૂરી પાડી શકે તેવો અગ્રેસર પાકે છે. વૉશિંગ્ટન અને નેપોલીઅનની વાતોમાં આપણે એ જોયું. કોઈવાર લોકોને આદર્શ બતાવી તે પ્રમાણે દોરનાર અગ્રેસર બહાર પડે છે. આવો મહાપુરુષ સમાજનું બંધારણ ધીમેધીમે પોતાના આદર્શો પ્રમાણે ઘડવાની કોશેશ કરે છે. મહાત્મા ગાંધીજી આપણા દેશમાં આવો કંઈક પ્રયત્ન કરી રહ્યા છે. લોકોનો અને તેમના અગ્રેસરોનો સંબંધ આવી રીતે ઘણો

ગાડો હોય છે. બન્ને એક દિશામાં ન ચાલે તો તૂટ પડ-વાથી નહિ ધારેલાં પરિણામ આવે. આમ થાય ત્યારે મોટભાગે ઉંચા આદર્શવીર અગ્રેસરનું દેખીતી રીતે પતન થાય.

આપણા પાડોશી અફ્ઘાનીસ્તાનના રાજા અમાનુલ્લા-ખાનની વાત આપણે પહેલા ભાગમાં કરી. તે વાત છપાયાને થોડાજ વખત થયો છે. પણ તે અરસામાં અમાનુલ્લાખાનનું રાજ્ય ગયું. તેને હુમવતન છોડવું પડયું છે. જે પુરૂષને થોડાજ વખત ઉપર દુનીઆના મોટા રાજાઓ તરફથી માન અકરામ મળેલાં તેને એક સાધારણ માણસની પેઠે બધું રાજપાટ છોડી જવું પડયું. આજે તેઓ યુરોપમાં ઈટલીદેશના એક ગામમાં સામાન્ય જીન્દગી ગુજારે છે. અને કહેવાય છે કે તેમની આર્થિક સ્થિતિ કફોડી થઈ ગઈ છે.

આપણે અમાનુલ્લાખાનના ગુણો ગાયા. તેમણે પોતાના દેશને સુધારવા મહેનત કરવા માંડેલી તેની વાતો કરી. પણ પરદેશ ફરી જે નવા વિચારો તેમણે પોતે ગ્રહણ કરેલા, તે બધા સામટા ઝીલવાને અફ્ઘાન પ્રજામાં તૈયારી નહોતી. અફ્ઘાન લોકો નવા જમાનાની કેટલીક બાબતમાં સુધરેલા વાતાવરણથી અજ્ઞાન છે. નવા વિચારો સમજતાં તેમને વાર લાગે. તેઓ જેટલા શૂરવીર તેટલા હઠીલા. એટલે આવા નવા વિચારોમાં શંકા પડે તો જરૂર સામા થાય. આ સ્થિતિનો લાભ લઈ અમાનુલ્લાના દુશ્મનોએ લોકોને ઉશ્કેર્યા. કેટલાક લોકોએ બળવો કર્યો. અને અંદર

અંદર લડાઈ જાગી. બચ્ચા-ઈ-સાકુ નામના એક શખ્સે થોડો વખત રાજ્ય પચાવી લીધું. આખરે અમાનુલ્લાના નાદિરશાહ નામે એક પ્રધાન, જેઓ રાજા તરફથી યુરોપમાં પ્રતિનિધિ તરીકે રહેલા તેઓ પાછા આવ્યા. તેમણે ઉશ્કેરાયલા લોકોને ધીમેધીમે હાથપર લીધા. બચ્ચા-ઈ-સાકુના લશ્કરને હરાવ્યું. અને દેશમાં શાંતિ પ્રસરાવી. નાદિરશાહની જીત થઈ ત્યાર પહેલાં અમાનુલ્લાખાનને અફઘાનીસ્તાન છોડી નાસવું પડ્યું. તેઓ મુંબાઈ આવી થોડો વખત તાજમહાલ હોટલમાં રહેલા. ત્યાર બાદ ઈટલી જઈ રહ્યા છે. નાદિરશાહને કાબુલની ગાદીએ લોકોએ બેસાડ્યા. જે સુધારા કરતાં અમાનુલ્લાખાનને ખમવું પડ્યું તે સુધારા વધુ યુક્તિથી ધીમેધીમે નાદિરશાહ દાખલ કરવાની મહેનત કરી રહ્યા છે.

## ૨૦

## લૉર્ડ વિલીંગ્ડન

અંગ્રેજી રાજ્યપદ્ધતિને અંગે કેટલાક વાઈસરોય અને ગવર્નરની આપણે વાતો કરી, તેમાં ઘણુંખરું જોયું કે આવા મોટા અમલદારો થોડી મુદત કામ કરી વિલાયત પાછા જાય છે. તેમની મુદત સાધારણ રીતે પાંચ વરસથી વધુ હોતી નથી, આ નિયમ પાળવા છતાં લૉર્ડ વિલીંગ્ડન હિન્દુસ્થાનમાં મોટી પદવીઓ ઘણો લાંબો વખત

સુધી ભોગવવા ભાગ્યશાલી થયા છે. તેથી તેમનો અંગત



લૉર્ડ વિલીંગ્ડન

ડબ્લી ગ્લેનફીલ્ડના (૧૨, નાઈટ્સ બ્રીજ, લન્ડન) સૌજન્યથી

સંબંધ આપણા દેશ સાથે ઘણો ગાઢો છે. તેઓ ૧૯૧૩ થી

૧૯૧૯ સુધી મુંબઈ ઈલાકાના ગવર્નર હતા. ત્યારબાદ તેમને મદ્રાસ ઈલાકાના ગવર્નર નીમવામાં આવેલા. આવી રીતે દશ વરસ સુધી હિન્દુસ્થાનમાં સારો અનુભવ મેળવ્યા બાદ એમની કદર કરી અંગ્રેજ સરકારે એમને કેનેડાના ગવર્નર-જનરલ નીમ્યા. તે ઓદ્ધાપર તેઓ ૧૯૩૧ ની શરૂઆત સુધી હતા.

લૉર્ડ અર્વિનની અને બીજી વાતોમાં આપણે જોયું કે આપણા દેશના ઈતિહાસમાં સૌથી વધારે કટોકટીનો વખત તેમની કારકીર્દીમાં આવ્યો. સત્યાગ્રહને અંગે જાગ્રત થયેલી લોકલાગણી સમજી, લોકમતને અનુકુળ રાજ્ય-બંધારણ બાંધવાનો પ્રયાસ કરવા માટે લૉર્ડ અર્વિને મહાત્મા ગાંધી સાથે કરાર કરી આખા દેશની પ્રીતિ સંપાદન કરી. તેઓ ૧૯૩૧ ના એપ્રીલ માસમાં વિલાયત પાછા ફર્યા. ત્યારબાદ તેમણે શરૂ કરેલું મહાન કામ પુરૂં કરવા માટે હિન્દુસ્થાનના વાઈસરોય તરીકે ઘણા બાહોશ અને લોકપ્રિય પુરૂષની જરૂર જણાઈ. તદન અજાણ્યા ગૃહસ્થને આવું કઠિન કામ સોંપવાને બદલે લૉર્ડ વિલીંગ્ડનની આ કામ માટે પસંદગી થઈ. તેથી તેઓ ચોસેઠ વરસની પાકી વયે વાઈસરોય તરીકે પાછા હિન્દુસ્થાન પધાર્યા. આપણા દેશજનોની ભાવનાઓ શાંત કરવાને તેઓ સાધનભૂત થાય અને લોકોની પ્રીતિ સંપાદન કરે એવી પ્રાર્થના આપણે દરેક કરીએ.

# ગેટવે ઑફ ઇન્ડીઆ ઇતિહાસમાળા

ચાલુ પદ્ધતિના ઇતિહાસના પુસ્તકો કરતાં આ ઇતિહાસ માળામાં ઇતિહાસની વ્યાખ્યા બહોળી રાખવામાં આવી છે. કો પણ દેશનો ઇતિહાસ એટલે તે દેશના લોકોના જીવનની, મનો રથોની તથા આદર્શોની કથા એ મુદ્દો બાળકોને સમજાવવાને પ્રયત્ન કરવામાં આવ્યો છે. વળી બાળકોને રસ પડે તેટલા મા વર્તમાનકાળની વાતોથી શરૂઆત કરી તેના સંબંધે ભૂતકાળ બનાવો સમજાવ્યા છે. આ વિષે વધુ વિગત પ્રસ્તાવનામાં આપી છે.

| | |
|---|---|
| પુસ્તક પહેલું. | ઇતિહાસની વાતો—ભાગ પહેલો. |
| પુસ્તક બીજું. | ઇતિહાસની વાતો—ભાગ બીજો. |
| પુસ્તક ત્રીજું. | ઇતિહાસની વાતો—ભાગ ત્રીજો. |

બાકીના પુસ્તકો હવે પછી બહાર પડશે.

## મરાઠી આવૃત્તિ

આ ઇતિહાસમાળાની મરાઠી આવૃત્તિ પણ બહાર પડશે ઉપર જણાવેલા ત્રણ પુસ્તકોની મરાઠી આવૃત્તિ રા. દિનકર વિનાયક કાળે, એમ. એ. ને હાથે લખાઈ બહાર પડી ચુકી છે.


લૉંગમેન્સ ગ્રીન એન્ડ કંપની લીમીટેડ.

GATEWAY OF INDIA HISTORIES, BOOK 3. GUJARATI